*A Useful Companion*

for

# Macmillan's New English Reader No. II.

મેકમિલનની ઇંગ્રેજી બીજી રીડરના અર્થ.

---

Prepared by

**K. B. Nanavati.**

Published by

***S. B. Shah & Co.***

Booksellers and Stationers.

Pankorenaka, **Ahmedabad.**

---

First Edition. 1919. Copies 2000

Price 0-10-0 દસઆના.

*A Useful Companion*

For

# Macmillan's New English Reader No. II.

મૅકમિલનની ઇંગ્રેજી બીજી રીડરના અર્થ.

---

Prepared by

**K. B. Nanavati.**

Published by

***S. B. Shah & Co.***

Booksellers and Stationers.

Pankorenaka, **Ahmedabad.**

---

**First Edition.** 1919. Copies 2000

Price 0-10-0 દસઆના.

# વિનતિ.

વિદ્યાર્થી વર્ગ તથા તેમના હિતેચ્છુ વડીલોને અમારી નમ્ર અરજ છે કે અમે હાલ થોડા સમયથી વિદ્યાર્થીઓની જરૂરીયાત પૂરી પાડવા માટે કેટલીક **રીડરોના અર્થ** તથા **પાઠમાળાનો** અભ્યાસ સરળ કરવા સાથે અંદર કેટલુંક અનુષંગિક જ્ઞાન આપવા માટે ખાસ શ્રમ લઈ તેની **ગાઈડ** વિગેરે તૈયાર કરાવી બહાર પાડવાનું કાર્ય આદર્યું છે. **તેમની** ઉપયોગિતા અનુભવથી સારી રીતે સાબિત થઇ શકે તેમ હોવાથી અમારે અમારા કાર્યની પ્રશંસા હાલ કરવાની કંઈ જરૂર નથી. ફક્ત અમારે અહીં એટલુંજ જણાવવું ઉચિત છે કે તે સર્વે વિદ્વાન શિક્ષકોની સૂચના અનુસાર અમોએ શ્રમ લઇ તૈયાર કરાવેલ છે. હજુ સુધીમાં અમારે ત્યાં

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| **પહેલી પ્રાઈમર** | ( મૅક્મીલનની ) ના અર્થ | | | કિં. | રૂ. | ૦—૪—૦ |
| **બીજી** | ,, | ,, | ,, | ,, | ,, | ૦—૬—૦ |
| **પહેલી રીડર** | | ,, | ,, | ,, | ,, | ૦—૮—૦ |
| **બીજી** | ,, | ,, | ,, | ,, | ,, | ૦—૧૦—૦ |

તૈયાર છે **ત્રીજી રીડરના અર્થ** થોડા સમયમાં બહાર પાડવામાં આવશે.

વિશેષમાં અમારે ખાસ લક્ષ્ય ખેંચવાનું એ છે કે અમો થોડા સમયમાં **ઈંગ્રેજી ગુજરાતી ડીક્ષ્નેરી** ખાસ તે કાર્યના અનુભવી માણસને રોકી તૈયાર કરાવી નાની પોકેટ સાઇઝ, તેમજ મ્હોટી આજન્મ વંશપરંપરા લાભ લઇ શકાય તેવી નવીન ઢબથી બહાર પાડી પ્રજાની સેવામાં રજુ કરીશું. આ ડીક્ષ્નેરીનો ઉપયોગ વિદ્યાર્થી તેમજ વિદ્વાન અને ગરીબ તેમજ ધનવાન કરી શકે તેવા હેતુથી જેમ બને તેમ વધારે વિગતો તેમાં પૂરી પાડવા છતાં દર સસ્તા રાખવાનો હાલથીજ અમારો નિશ્ચય છે

**પાનકોરનાકા**

**અમદાવાદ.**



**પ્રકાશક.**

**એસ. બી. શાહ.**

# નોટ.

કેટલાક વ્યાકરણ સંબંધી ટુંકા શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. તેનું મ્હોટું રૂપ અહીં આપવામાં આવે છે.

| વ્યાકરણનો ઇંગ્રેજી શબ્દ. | | ટુંકો અક્ષર. | ગુજરાતી અર્થ. |
|---|---|---|---|
| Noun | (નાઉન) | n | નામ |
| Pronoun | (પ્રોનાઉન) | p. pro | સર્વનામ. |
| Adjective | (ઍડ્જેક્ટિવ્) | a. adj | વિશેષણ. |
| Adverb | (ઍડ્વર્બ્) | ad, adv | ક્રિયાવિશેષણઅવ્યય. |
| Verb | (વર્બ્) | v. | ક્રિયાપદ. |
| Preposition | (પ્રેપોઝિશન) | pre | નામયોગી અવ્યય. |
| Conjunction | (કંજંક્ષન) | con | ઉભયાન્વયી અવ્યય. |
| Interjection | (ઈન્ટર્જેક્ષન) | interj | કેવળપ્રયોગી અવ્યય. |

ઉપરના વ્યાકરણના ભાગ શી રીતે ઓળખવા તે બાબત ચોપડીમાં દરેક પાઠના અંતે કંઇક કંઈક વિવેચન આપવામાં આવેલ છે. તે પરથી દરેક ભાગ શી રીતે ઓળખવો તે સંબંધી સામાન્ય જ્ઞાન તો અવશ્ય દરેક વિદ્યાર્થીને મળી શકશે. ઉપરાંત નીચેની એકસાઈઝીઝ કે જે એક ચકાસણીના નમૂનારૂપે તથા બીજું જ્ઞાન પ્રૅક્ટિસથી વધારવા માટે આપેલી છે. ખુલાસો શરૂઆતમાં પૂર્ણતાથી આપવામાં આવેલ છે, પણ પાછળથી જ્યાં પ્રશ્નના અર્થની જરૂરીયાત જણાતી હોય ત્યાં તે, અને જ્યાં જવાબની જરૂર હોય ત્યાં [ ] આવા કૌંસની અંદર જવાબના વાક્ય લખી બતાવવામાં આવ્યા છે, વિદ્યાર્થીએ તે ગોખી મારવાના નથી. પણ આપેલ પ્રશ્ન અને તેના જવાબમાં શો ફેર થાય છે તે ખાસ સમજવા તરફ વધારે લક્ષ્ય રાખવું.

અમદાવાદ. }
તા. ૧-૭-૧૯ } લેખક.

# A Useful Companion

## for

# *Macmillan's New English Reader No. II*

## 1 God પરમેશ્વર.

1 God-ગૉડ n. પરમેશ્વર.
Many-મૅનિ a. ઘણા, ઘણી.
Air-એ'ર n. હવા.
Food-ફૂડ n. ખોરાક
Clothes-ક્લોધ્ઝ n. (સીવેલાં) કપડાં
Home-હોમ્ n. ઘર
Dear-a. વહાલો
2 Eyes-આઇઝ n. આંખો
To smell-ટુ સ્મેલ્ v. સુંઘવાને
With which-વિથ્ વિચ્ p. જેના વડે
Speak-સ્પીક-v. બોલવું
So that-તેથી કરીને
Legs-લેગ્ઝ-n. પગ (આખા)
Walk-v. ચાલવું
Mind-માઈન્ડ-n. મન
Know-નો-v. જાણવું
3 Sun-સન્-n, સૂર્ય
Beasts-બીસ્ટસ-n. જનાવર, પશુ
Worms-વર્મ્સ-n. કીડા

Made-મેઈડ v. બનાવ્યો.
Things-થીંગ્ઝ n. ચીજો, વસ્તુઓ.
To breathe-ટુ બ્રીધ્ v. શ્વાસ લેવાને
To eat-ટુ ઈટ v. ખાવાને
To wear-ટુ વે'ર v. પહેરવાને
To live in-v. રહેવાને
To hear-ટુ હીઅર v. સાંભળવાને
Nose-નોઝ n. નાક.
Mouth-માઉથ n. મ્હોં
Taste-ટેઇસ્ટ v. સ્વાદ લેવો, ચાખવું
Hands-n. હાથ
Feel-ફીલ-v. ને અસર થવી, તપાસવું પારખવું
Feet-ફીટ-n. પગ (ઘુંટીથી આંગળાં સુધી)
Has given-v. આપેલું છે
Think-થિંક-v. વિચારવું
Wrong-રૉન્ગ-a. ખોટું
Moon-મૂન-n. ચંદ્ર

Everything-એવ્રીથીંગ-n. દરેક વસ્તુ

Fishes-ફીશીઝ-n. જુદી જુદી જાતની માછલીઓ

4 All that-જે બધું

Insects-ઇન્સેક્ટસ્-n. જંતુ. જીવડાં

Should try-v. યત્ન કરવો જોઇએ

Should-શુડ-v. જોઇએ

Steal-સ્ટીલ-v. ચોરવું

To please-ટુ પ્લીઝ્-v.ખુશી કરવાને

Hate-હેઈટ્-v. ધિક્કારવું

Else-એલ્સ-a. બીજુ

5 Must-મસ્ટ-v. જોઇએ

Praise-પ્રેઇઝ-v.વખાણ-સ્તુતિ કરવી

Will pray-v. પ્રાર્થના કરીશ

Sin-સિન્-n. પાપ

Happy-હૅપ્પિ-a. સુખી.

૧ પરમેશ્વરે મને બનાવ્યો (છે). તે મને ચાહે છે. તે મને ઘણી સારી ચીજો આપે છે. તે મને શ્વાસ લેવાને હવા અને ખાવાને ખોરાક આપે છે. તે મને પહેરવાને લુગડાં, રહેવાને ઘર અને વહાલાં મિત્રો આપે છે.

૨ પરમેશ્વરે મને સાંભળવાને કાન, જોવાને આંખ, સુંઘવાને નાક અને સ્વાદ લઈ શકું અને બોલી શકું તે માટે મ્હોં-(એ સર્વ) આપ્યાં (છે). તેણે મને હાથ આપ્યા (છે) તેથી કરી હું પારખી તથા કામ કરી શકું, અને (તેણે મને) પગ (આપ્યા છે) તેથી કરીને હું ચાલી શકું. તેણે મને મન આપ્યું છે કે જેથી કરીને હું વિચાર કરી શકું અને ખોટામાંથી ખરૂં જાણી શકું.

૩ પરમેશ્વરે સૂર્ય ચંદ્ર અને તારા બનાવ્યા. તેણે જમીન પર ચાલે તે બધા પશુઓ અને હવામાં ઉડતાં બધાં પક્ષી બનાવ્યાં. તેણે પાણીમાં રહે છે તે બધી (જુદી જુદી જાતની) માછલીઓ તથા સઘળા કીડા અને જંતુઓ બનાવ્યાં. તેણે બધું બનાવ્યું.

૪ આપણે પરમેશ્વરને જોઇ શકતા નથી, પણ તે આપણને જુએ છે. જે સઘળું આપણે કરીએ છીએ તે સઘળું તે જાણે છે. તે આપણી સંભાળ લે છે. તેણે જે બનાવ્યું છે તે બધા તરફ માયાળુ છે. આપણે તેને ખુશી કરવાને પ્રયત્ન કરવો જોઇએ. આપણે જૂઠું બોલવું કે ચોરી કરવી જો-

ઇએ નહિ, અથવા બીજું કંઈ જે તે ધિઃકારે છે તે કરવું (જોઇએ નહિ)
૫ પ્રભુ મારા તરફ કેવો ભલો છે ! મારે તેને ચહાવો જોઇએ અને તેની સ્તુતિ કરવી જોઇએ. બધા પાપથી ( દુર ) રાખવાને હું તેની પ્રાર્થના કરીશ. પછી હું સુખી અને સારો થઈશ.

## વ્યાકરણ અને લેખન રચના.

### શબ્દો અને વાકયો.

સારાંશ:—આપણે બોલતાં કે લખતાં શબ્દોનો ઉપયોગ કરીએ છીએ. આ શબ્દોના વાકયો બને છે.

God made me આ એક વાકય છે. તેમાં ત્રણ જુદા જુદા શબ્દો છે.

આ ચોપડી વાકયોની બનેલી છે. કેટલાંક વાકયો ટુંકાં અને કેટલાંક લાંબાં છે. વ્યાકરણ શબ્દો તથા વાકય સંબંધી બધું જ્ઞાન આપે છે.

પૅરૅગ્રાફ:—ત્રણ, ચાર કે વધારે વાકયો સાથે મળવાથી પૅરૅગ્રાફ થાય છે. આ શબ્દ મોટો હોવાથી વારંવાર તેને બદલે પૅરૅ શબ્દ વપરાય છે. આ ચોપડીના દરેક પૅરાના નંબર આપેલ છે.

નામ:—કોઈ ચીજનું નામ નામ છે. નાઉન (noun) નો અર્થ "નામ" થાય છે. જ્યારે જ્યારે આપણે વાત કરીએ છીએ, ત્યારે ત્યારે આપણે કંઇક ચીજ વિષે બોલીએ છીએ. તે ચીજને કંઇક "નામ" છે.

God made me આ વાકયમાં આપણે God વિષે વાત કરીએ છીએ. માટે God એ noun ( નાઉન ) નામ છે.

એકસરસાઈઝ:—

૧ પરમેશ્વર વિષેના આ પાઠના બીજા પૅરામાં કયા કયા નામ છે ?
૨ ચિત્રમાંની તમે ચાર ચીજના નામ આપો.
૩ આ પાઠના ત્રીજા પૅરામાં કેટલા શબ્દો છે ?
૪ પાંચમા પૅરામાંના વાકયો ગણો.

યાદ રાખવા લાયક શબ્દો:—

Grammar–ગ્રામર–વ્યાકરણ. Words–વર્ડ્ઝ–શબ્દો
Sentences–સેન્ટેન્સીઝ–વાક્યો. Composition–કૉમ્પોઝીશન–લેખન રચના.
Paragraph–પૅરૅગ્રાફ } પારીગ્રાફ
Para–પૅરા } ફકરો. Noun–નાઉન–નામ.

કૉન્વર્સેશન માટે ઉપયોગી પ્રશ્નાવળી:—

Who made us? What things has God given us?
Why does he give us air, food and clothes?
What else does he give us?
Why did he give us hands and feet?
What can we do with our minds?
Where do all beasts walk?
Where do all birds fly? Where do all fishes live?
Can we see God? Can God see us?
What does God know? Who takes care of us?
What should we do for Him?
What things should we not do?
How shall we be happy and good?

---

## 2. God Made all Things.

### પરમેશ્વરે બધી ચીજો બનાવી.

1 Pretty–પ્રેટિ, કે પ્રીટિ–a. સુંદર, મનોહર. Colours–કલર્સ–n. રંગો
Tiny–ટાઇનિ–a. નાની, નાજુક Wing–n. પાંખો Every–a. દરેક
Flower–ફ્લાવર–n. ફૂલ Opens–ઓપન્સ–v. ઉઘડે છે, ખીલે છે

Sings–સીંગ્ઝ–v. ગાય છે.
That–ધૅટ–p. જે
2 Hill–હિલ્લ–n. ટેકરી
Lofty–લૉફ્ટિ–a. ઉંચા
Mountain–માઉન્ટન–n. પર્વત
River–રિવર–n નદી
Running–રનિંગ–v.દોડતી, વહેતી.
By–pre. પડખે થઇને
Brightens up–બ્રાઈટન્સઅપ્–v. પ્રકાશિત કરે છે.
Gentle–a.ધીમી, મંદ
3 Cool–કૂલ–a. ઠંડી
Breezes–બ્રીઝીઝ–n. પવનની લ્હેરો
Every one–p. દરેક ચીજ.

૧ જે દરેક ફૂલ ઉઘડે છે તેના સુંદર રંગો પરમેશ્વરે બનાવ્યાં છે. જે દરેક પક્ષી ગાય છે તેની નાજુક પાંખો પરમેશ્વરે બનાવી છે.

૨ ટેકરી, ઉંચા પર્વત, પાસે વહેતી નદી, સાંઝ અને સવાર કે જે આકાશને પ્રકાશિત કરે છે,

૩ ઠંડી, મંદ પવનની લ્હેરો, ચંદ્ર, તારાઓ, સૂર્ય, વાડીમાંના પાકા ફળો એ દરેક ચીજ પરમેશ્વરે બનાવી.

---

Verses—વર્સીસ—કવિતાની કડીઓ.

આ પાઠ Verse અથવા ટુંકી Poem (પોએમ) કવિતામાં લખાયેલ છે. પૅરાને બદલે અહીં ચાર ચાર લીટીની ત્રણ કડીઓ છે.

પહેલો પાઠ ગદ્ય ( Prose પ્રોઝ ) માં હતો.

એક્સર્સાઈઝીઝ.

૧ નામ એ શું છે ? બીજી કડીમાં નામ શોધી કાઢો.
૨ તમારા ક્લાસમાંની છ ચીજના નામ લખો.
૩ વાકયોમાં ખાલી રહેલી જગ્યાએ શબ્દો મૂકી ફરીથી લખો. ( વાકયો ચોપડીમાં છે, અર્થ કરી યોગ્ય શબ્દ મૂકો ).

---

## 3. The Rising Sun—ઉગતો સૂર્ય.

1 Rising-રાઇઝિંગ-v. ઉગતો | Just-જસ્ટ-ad. હમણાંજ
Has risen-હૅઝ્ રિઝન્-v. ઉગ્યો છે. Getting-ગેટિંગ્-v. જતો, થતો
Higher-હાયર-a. વધારે ઉંચે. All night long-આખી રાત દરમ્યાન.
Has been giving-હૅઝ બીન ગિવિંગ-v. આપ્યા કરે છે.
Heat-હીટ-n. તાપ | Lands-લૅન્ડ્ઝ-n. દેશો, મુલક
Other-a. બીજા. | Far away-ad. ઘણે દૂર
2 Could see-v. જોઈ શક્યા. | Clearly-ક્લીઅર્લિ-ad. સ્પષ્ટ રીતે
Field-ફીલ્ડ-n. ખેતર | Pond-પૉન્ડ-n. તળાવ
Trees-ટ્રીઝ-n. ઝાડો | Were hidden-વેર હિડન્-v. છુપાએલ, ઢંકાએલ હતા.
Darkness-ડાર્કનેસ-n. અંધારૂં | Bright-બ્રાઇટ-ચકચકિત
Light-લાઇટ-n. અજવાળું
Beautiful-બ્યુટિફુલ-a. સુંદર Is spreading-ઇઝ સ્પ્રેડિંગ-v.પથરાય છે
Earth-અર્થ-n. પૃથ્વી | Once more-ad. ફરીથી
3 It would be dark-અંધારૂં રહેત Always-ઑલ્વેઝ-ad. હમેશાં
Warm-વૉર્મ-a. ગરમ | It would be cold-ઠંડી પડત
So-સો-ad. એટલી બધી | Could live-v. જીવી શકત
4 Early-આર્લિ-ad. વહેલાં | Farmer-ફાર્મર-n. ખેડુત
Got up-v. ઉઠયો | Bullock-shed-બુલ્લક્શેડ-n.બળદ બાંધવાની જગ્યા
Bullock-n. બળદ
Shed-શેડ-n. છાપરૂં | Took out-v. બહાર કાઢયા
Carried-v. લઈ ગયો | Plough-પ્લાઉ-n. હળ
To plough-v. ખેડવું | Ploughing-પ્લાઉવિંગ-v. ખેડતો
5 Ready-રેડિ-a. તૈયાર | To row-ટુ રો-v. હલેસાં મારી લઇ જવું
People-પીપલ-n. લોકો

Pushing–પુશીંગ–v. ધકેલતો.
6 Ought–ઑટ–v. જોઇએ
Will Sleep–સ્લીપ્–v. ઉંઘશે
Across–ઍક્રૉસ્–pre. સામેપાર
Ought to rise–ઉઠવું જોઇએ.
Soundly–સાઉન્ડલી–ad. ઘસઘસાટ

૧ સૂર્ય આકાશમાં હમણાંજ ઉગ્યો છે. ઉંચેને ઉંચે જતો તે એ રહ્યો. સવાર પડી છે. આખી રાત્રિ દરમ્યાન સૂર્ય દૂરના બીજા દેશોને અજવાળું અને તાપ આપ્યા કરે છે. હવે તે આપણને અજવાળું આપે છે.

૨ અંધારી રાત્રે આપણે કંઇ સ્પષ્ટ રીતે જોઇ શકયા નહિ, ખેતરો અને ટેકરીઓ, નદીઓ અને તળાવો, ઝાડો, ઘરો સઘળાં અંધારાથી ઢંકાયલાં હતાં. હવે સુંદર સૂર્યનું પ્રકાશિત અજવાળું પૃથ્વીપર ફેલાય છે. આપણે ફરીથી દરેક ચીજ સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ.

૩ પ્રકાશિત સૂર્ય દિવસ બનાવે છે. જો આકાશમાં સૂર્ય ન હોત તો હમેશાં અંધારૂં રહેત. સૂર્ય આપણને ગરમ પણ બનાવે છે. જો સૂર્ય ન હોત તો એટલી બધી ઠંડી પડત કે આપણામાંનું કોઈએ જીવી શકત નહિ.

૪ સવારમાં વહેલાં સૂર્ય ઉગ્યો તે પહેલાં કુકડાએ કુકરેકૂ કરવાનું શરૂ કર્યું. ત્યારપછી ખેડુત ઉઠયો. તે બળદની છાપરીમાં ગયો અને બળદ બહાર કાઢ્યા. તે હળને ખેતરમાં લઈ ગયો, ને ખેડવાનું શરૂ કર્યું. ચિત્રમાં તે એ રહ્યો. સૂર્યને પાછળ રાખી ખેડતો તમે તેને જોઇ શકો છો.

૫ હોડીવાળો પણ ઉઠયો. અને લોકોને નદીની પાર લઈ જવાને તે તૈયાર થઈ નદી તરફ ગયો. તેને હોડીને પાણીમાં હડસેલતો તમે ચિત્રમાં જુઓછો.

૬ દિવસ કામ કરવાનો વખત છે, જ્યારે સૂર્ય ઉગે છે ત્યારે આપણે પણ ઉઠવું જોઇએ. જે આખો દિવસ સખત કામ કરે છે, તે રાત્રે ઘસઘસાટ ઉંઘે છે.

### Verbs—વર્બ્ઝ-ક્રિયાપદ

Verb કંઈક કહે છે. દરેક વાકયની અંદર એક Verb (વર્બ) ક્રિયાપદ હોય છે. God made me એ વાકયમાં હું પરમેશ્વર વિષે કંઈક કહું છું. માટે made, verb છે.

એકસરસાઈઝીઝ:—

૧ ચોપડીમાં આપેલ વાકયોમાંથી ક્રિયાપદ શોધી કાઢો.
૨ પાંચમા પેરામાંથી નામ ગણાવો.
૩ ત્રણ ફૂલના નામ આપો. ચાર પક્ષી અને પાંચ ફળના નામ આપો. ફૂલ ઉઘડે તે પહેલાં શું કહેવાય છે?
૪ ખાલી રહેલી જગ્યાએ શબ્દો મૂકી ચોપડીમાંના વાકયો ફરીથી લખો.
૫ ચિત્રમાંની ૭ ચીજના નામ લખો.

**પ્રશ્નાવળી:—**

When has the sun risen ?
Where is he now in the picture ?
What has he been doing all night long ?
What does he do now ?
What could we see in the night ? Why not ?
Why can we see everything clearly now ?
What makes the day ?
What would happen, if there were no sun in the sky ?
Who makes us warm ? When does the farmer get up?
What does he do early in the morning ?
What is he doing in the picture ?
What is the boatman doing ? What is day meant for?
How can we sleep soundly at night ?

# 4. The Rainbow—મેઘ ધનુષ્ય

1 Rainbow-રેઈનબો-n. મેઘ ધનુષ્ય
Ships-શિપ્સ-n. વહાણો.
But-બટ્-c. પણ
Prettier far-a. ઘણા વધારે સુંદર
2 As you please-તમને ગમે તેવા
Bridges-બ્રિજીઝ-v. પૂલ પેઠે જાય છે.
Above-અબોવ-pre.ઉંચે, ઉપર
Builds-બિલ્ડઝ-v. બાંધે છે.
Sail on-સેઇલઑન-v. ના પર ચાલેછે.
Seas-સીઝ-n. દરીઆ, સમુદ્રો.
Clouds-ક્લાઉડ્ઝ-n. વાદળાં
Bridges-બ્રિજીઝ-n. પૂલો
Bow-બો-n. ધનુષ્ય.
Heaven-હેવન્-n. આકાશ.
Tallest-ટૅાલેસ્ટ-a. સૌથી ઉંચા
Road-રોડ-n. રસ્તો

૧ હોડીઓ નદીઓમાં ચાલે છે અને વહાણો દરીઆમાં ચાલે છે. પણ વાદળાં કે જે આકાશમાં ફરે છે તે આના કરતાં ઘણાજ સુંદર છે.

૨ નદીઓ ઉપર તમને ગમે તેવા પૂલો હોય છે, પણ ધનુષ જે ઉંચામાં ઉંચા ઝાડોપર આકાશમાં પૂલ બનાવે છે અને જમીનથી આકાશ સુધી રસ્તો બાંધે છે તે આના કરતાં વધારે સુંદર છે.

The Alphabet-આલ્ફાબેટ-મૂળાક્ષર.

બધાઅક્ષર મૂળાક્ષર છે, a, e, i, o, u સ્વર ( Vowel-વૅાવેલ ) છે. બીજા બધા અક્ષરો (letters લેટર્સ) consonants (કૅાન્સોનન્ટસ્) વ્યંજન છે.

એક્સર્સાઇઝીઝ.

૧ કેટલા અક્ષર છે ? કેટલા અક્ષર સ્વર છે ? કેટલા વ્યંજન છે ?
૨ ચોપડીમાં આપેલ શબ્દોમાંથી સ્વર શોધી કાઢો.
૩ બીજી કડીની પહેલી લીટીમાંના વ્યંજન ગણાવો.
૪ સ્કૂલના બારણાની બહાર તમે જોતા હો તેવી છ ચીજના નામ આપો.
૫ મેઘધનુષ્યમાં તમે શું જુઓ છો ? તે મેઘધનુષ શા માટે કહેવાય છે ? મેઘધનુષ્યમાં ક્યા ક્યા રંગ તમે જુઓ છો ? મેઘધનુષ્ય પૂલના જેવું

કેવી રીતે છે ? તમારા જવાબો વાકયમાં લખો.

૬ રહી ગયેલા શબ્દો મૂકી ચોપડીમાંના વાકયો ફરીથી લખો.

પ્રશ્નાવળી:—

What do you see in the picture ?
Where is the rainbow ?
What is the shape of it ?
Why is it prettier than other things ?
How is it like a bridge ?
Where do the clouds sail ?

---

## 5. The Setting Sun-Evening.

### આથમતો સૂર્ય-સાંઝ.

| | |
|---|---|
| His sinking-હીઝ સિંકીંગ-v. ડુબતો જાય છે | To sink-ટુ સિંક-ડુબવું |
| | Lower-લોઅર-ad. વધારે નીચો. |
| West-વેસ્ટ-n. પશ્ચિમ દિશા | Looks-લુક્સ-v. દેખાય છે. |
| Day-time-ડેટાઈમ-n દિવસનો વખત | Would make-v. બનાવે |
| 3Sets-સેટસ-v. આથમે છે | Minutes-મીનીટસ્-n. મીનીટ |
| Out of sight-નજર બહાર | Out of-ની બહાર |
| Sight-સાઇટ-n. નજર | Quite-ક્વાઇટ-ad. તદ્દન |
| 4Some of the stars-કેટલાક તારા | It will get dark-અંધારૂં થશે. |
| Has set-v. આથમે છે. | Will be covered-v. ઢંકાઇ જશે. |
| The whole-ધ હોલ-ad. આખું | So many-a. એટલા બધા |
| 5 How many-a. કેટલા | Will be asleep-v. ઉંઘી જશે |
| 6 Cattle-કૅટલ-n. ઢોર | But-બટ-pre. સિવાય |

But the owl–ઘુવડ સિવાય
Owl–આઉલ–n. ઘુવડ
All day–આખો દિવસ
Bat–બૅટ–n. ચામાચીડીયું
7 Shall sleep–v. ઉંઘશું
Need–નીડ–v. જરૂર પડે છે
8 World–વર્લ્ડ–n. દુનિયા
Let us go–v. ચાલો આપણે જઈએ.
Has been asleep–ઉંઘ્યા કરે છે
Is called–ઇઝ કૉલ્ડ–v. કહેવાય છે
Like–લાઈક–a. પેઠે
About–એબાઉટ–pre. આમતેમ
Are tired–આરટાયર્ડ–v. થાકી ગએલા છીએ.
Rest–રેસ્ટ–n. આરામ

૧ સૂર્ય પશ્ચિમમાં નીચો નીચો ઉતરતો જાય છે, અને આકાશ રાતું છે. સાંઝ પડી છે.

૨ સૂર્ય કેવો રાતો દેખાય છે! દિવસના વખતે સૂર્ય એટલો બધો પ્રકાશિત હોય છે કે તેના સામે જોતાં તમે આંધળા થઇ જાઓ છો. પણ તે આથમે છે તે પહેલાં થોડા વખત ઉપર તે એટલો બધો ચળકતો નથી. જો તમારી ઇચ્છા હોય તો હવે તેના તરફ જુઓ.

૩ પાંચ મીનીટમાં સૂર્ય આથમશે. પછીથી તરતજ તદ્દન અંધારૂં થશે. રાત્રી પડશે.

૪ હવે આપણે ચંદ્ર અને કેટલાક તારા જોઇ શકીએ છીએ જ્યારે સૂર્ય આથમશે ત્યારે વધારે તારાઓ બહાર આવશે. ત્યારે બધું આકાશ તારાઓથી છવાઈ જશે.

૫ આકાશમાં કેટલાક તારાઓ છે? હું જાણતો નથી, તેઓ એટલા બધા છે કે હું તેમને ગણી શકતો નથી.

૬ બધાં ઢોર ઘેર ગયાં છે. ઘુવડ કે જે આખો દિવસ ઉંઘતું હતું. તે સિવાય બધાં પક્ષી ઉંઘી જશે. રાત્રે ઘુવડ આમ તેમ ઉડે છે. તે રાતનું પક્ષી કહેવાય છે. ચામાચીડીઉં પણ ઘુવડની પેઠે આખો દિવસ ઉંઘે છે, અને રાત્રે આમ તેમ ઉડે છે

૭ રાત્રે આપણે પણ ઉંઘશું, આખો દિવસ આપણે કામ કરીએ છીએ. રાત્રે અજવાળું હોતું નથી. આપણે કામ કરવાને જોઇ શકતા નથી; અને આપણે ઘણા થાકેલા હોઇએ છીએ અને આરામની જરૂર હોય છે. રાત્રી સૂવાનો વખત છે.

૮ જ્યારે સૂર્ય આથમશે ત્યારે ઠંડી હવા થશે, સૂર્ય દુનિયાને ગરમ બનાવે છે. ચાલો આપણે આપણા ઘરની અંદર જઇએ. ત્યાં એટલી બધી ઠંડી નથી.

૧ વ્યાકરણમાં Name (નામ) શું કહેવાય છે? ચિત્રમાં દેખાતી ચાર ચીજના નામ લખો

૨ ક્રિયાપદ Verb (વર્બ) શું કરે છે? ૬ ઠા પારાની અંદરના Verb ગણાવો.

૩ ચોપડીમાંના વાક્યોમાં બાકી રહેલા શબ્દો મૂકો.

૪ નીચેના વાક્યો પૂરા કરો. (જવાબ વાક્યોમાં લખો.)

**પ્રશ્નાવળી:—**

**What makes the day? What makes the night?**
**What are cattle? How is a bat like a bird?**
**How is a bat not like a bird?**
**What part of the day is it?**
**How many stars are there in the sky?**
**Can you count them?**
**Which bird is called "the bird of night"?**
**Why is the owl called so?**
**Which other bird sleeps during the day?**
**When do we sleep?**
**Why do we sleep and not do our work at night?**

---

# 6. The Fox and the Grapes.

## શિયાળ અને દ્રાક્ષ.

1 Fox-ફૉક્સ-n. શિયાળ
Grapes-ગ્રેઈપ્સ-n. દ્રાક્ષ
Hanging-હૅન્ગિંગ-v. લટકતું
Wall-વૉલ-n. દિવાલ
Thought-થૉટ્-v. વિચાર્યું
To himself-મનમાં
2 Wish-વિશ-v. ઇચ્છવું
Perhaps-પરહૅપ્સ-ad. કદાચ
Jump-જમ્પ-v. કૂદવું
Can reach-કૅન રીચ-v. પહોંચી શકું
3 Again and again-વારંવાર
I'll I will
Too high-ad. હદથી વધારે ઉંચે
In vain-ad. ફોકટ, નકામું, વૃથા
Found-ફાઉન્ડ-v. માલુમ પડયું
Power-n. શક્તિ
Don't-Do not
Don't want-જોઈતી નથી
Sour-સાવર-a. ખાટી

૧ એક શિયાળે દિવાલપર લટકતી કેટલીક દ્રાક્ષ જોઇ. તેણે મનમાં વિચાર્યું હું તે બધી ખાઈ શકીશ.

૨ હું ઇચ્છું છું કે તે એટલે બધે ઉંચે લટકતી ન હોય. (તે એટલે બધે ઉંચે ન હોત તો સારૂં) પણ કદાચ જો હું કૂદકો મારૂં તો પહોંચી શકું. હું પ્રયત્ન કરીશ.

૩ તેથી તેણે ફરી ફરીને કૂદકા માર્યા, પણ દ્રાક્ષ પહોંચાય તેથી ઉંચે હતી તેથી તે ફોકટ કૂદ્યો.

૪ તેને પહોંચવાનું પોતાની શકિતની બહાર માલુમ પડયું ત્યારે તેણે કહ્યું મારે તે જોઇતી નથી. દ્રાક્ષો ખાટી છે.

---

## A અને An

વાત કરતાં અથવા લખતાં વ્યંજનથી શરૂ થતા નામ પહેલાં a વપરાય છે અને સ્વરથી શરૂ થતા નામ પહેલાં an વપરાય છે. જેમકે an ant (કીડી), an egg, an ox (બળદ) પણ a fox, a grape, a wall, a tree વિગેરે.

એકસરસાઇઝીઝ:—

૨ a કે an મૂકી ચોપડીમાં આપેલ શબ્દો લખો.

૩ I'll, don't, shan't, can't માં રહી ગયેલા અક્ષરો મૂકી પુરા શબ્દો લખો,
જવાબ:-I will કે shall, do not, shall not, can not.

૪ ચોપડીમાં આપેલ વાકયો પુરા કરો
Had been low–નીચો હોત. Unripe–કાચી.

---

અક્ષાવળી:—

What is the fox doing in the picture ?
What do you see above him ?
Why could not the fox reach the grapes ?
Where were the grapes hanging ?
What did the fox think ? What does he wish ?
Could he reach the grapes ?
How did he try to reach them ?
What were his last words ?

---

# 7. Work and Play.

## કામ કરો અને રમો.

1 Nearly-નીઅર્લી-ad. લગભગ, આશરે
Village-વિલેજ-n. ગામ
Lawyer-લૅાયર-n. વકીલ
Eight years old-આઠ વર્ષની ઉમરનો
Clerk-ક્લાર્ક-n. કારકુન
Judge's-જજીઝ-n. ન્યાયાધીશની
2 Great-ગ્રેઇટ-a. મોટા
Fine-a. સુંદર
As-ઍઝ-ad. જ્યારે
To stay-સ્ટે-v. રોકાવું, રહેવું
3 To persuade-ટુ પરસ્વેઇડ-v. સમજાવવું
4 Going-જવાનું, જવું તે
Strange-સ્ટ્રેઇન્જ-a. વિચિત્ર.

The same-ધ સેઇમ્-a. એકજ
Age-એઇજ-n. ઉમર, વય
Muhammaden-મુહમૅડન-n. મુસલમાન
Hindu-હિન્દુ-n. હિંદુ
Judge-જજ્જ-n. ન્યાયાધીશ
Office-ઑફીસ-n. કચેરી
Both-pro. બન્ને
On the way to-ના તરફ જતા
Would like-v. ને ગમશે, પસંદ પડશે
Instead of-ઇન્સ્ટેડ ઑફ-pre. ને બદલે
Would be-v. થશે

5 Don't you like to play-તમને રમવાનું ગમતું નથી?

6 Well enough-વેલ ઈનફ-ad. બહુ સારી રીતે
As well-ad. ના જેટલી સારી રીતે
7 Just yet-ad. હમણાંજ
8 Dunce-ડન્સ્-n. મૂર્ખ, ગધેડો
Only-ઓન્લી-ad. માત્ર, ફક્ત
You do (know) તમે જાણો છો

Enough-ઇનફ-a. પૂરતું
Learn-લર્ન-v. શીખવું
As I do (know)જેમ હું જાણું છું તેમ
Hour-અવર-n. કલાક
Even-ઇવન-ad. પણ
Ago-ઍગો-ad. અગાઉ
Last-લાસ્ટ-a. છેલ્લો

9 Class-ક્લાસ-n. વર્ગ	Does it matter-તેથી શું થયું ?
A few-એ ફ્યુ-a. થોડા	Years-ઈયર્સ-n. વર્ષો
Shall grow up-વધી જઈશ
Shall grow up to be a man-વધીને ( મોટા ) માણસ થઈશ.
10 What kind of man-કઇ જાતના માણસ.
Will laugh at-વિલ લાફ્ ઍટ-ના તરફ હસશે, ની મશ્કરી કરશે
11 Let them laugh-તેઓ ભલે હસે-મશ્કરી કરે
What do I care-મારે શો પરવા છે ?
As much as-ના જેટલું	As mush as I like-મને ગમે તેટલું
12 As for-pre. ના વિષે	Intend-ઈન્ટેન્ડ-v. ઈરાદો રાખું છું
To work at books-ભણવું	Poor-પુઅર-a. બિચારો
Angry-ઍન્ગ્રી-a. ગુસ્સે	With you-તમારી જોડે
Sorry-સૉરિ-a. દીલગીર	Every body-એવ્રિ બડી-n. દરેક જણ
Will be of no use-નકામા થઈ પડશો
Able-ઍઇબલ-a. શક્તિમાન	To earn-ટુ અર્ન-v. કમાવું
Money-મની-n. પૈસો.	Help yourself-તમારી જાતને મદદ કરવી
His own-pre. તેની પોતાની	Fault-ફૉલ્ટ-n. કસુર, દોષ, ગુન્હો
Lazy-લેઈઝી-a. આળસુ	Idle-આઇડલ-a. સુસ્ત
Must suffer-મસ્ટસફર-v. સહન કરવું જોઇએ
Have lost-v. ગુમાવ્યો છે	Deal-ડીલ-n. જથ્થો
A good deal of time-પુષ્કળ વખત	Late-લેઈટ-a. મોડો
13 Is over-v. બંધ થાય છે	Hope-હોપ-v. આશા રાખું છું
14 Wind-વિન્ડ-n. પવન, વા	Together-ad. સાથે
Just in time-બરાબર વખતસર	Desk-ડેસ્ક-n. ઢળતું મેજ
Slate-સ્લેઇટ-n. પથ્થર પાટી	Is doing a sum-દાખલો ગણે છે
Bench-બેન્ચ-n. પાટલી	Close to-ની પાસે	Lying-પડેલી

૧ અબ્દુલ્લો અને નારાયણ બે લગભગ સરખી ઉમરના છોકરા હતા. અને તેઓ તેજ ( એકજ ) ગામડામાં રહેતા હતા. અબ્દુલ્લો મુસલમાન હતો, અને તે આઠ વર્ષનો હતો. તેનો બાપ વકીલ હતો. નારાયણ હિંદુ હતો, અને તે નવ વરસનો હતો. તેનો બાપ ન્યાયાધીશની ઑફીસ ( કચેરી )માં કારકુન હતો.

૨ બન્ને છોકરાઓ મ્હોટા (ગાઢ) મિત્ર હતા. બન્ને એકજ નિશાળે જતા હતા. એક દિવસે સારી સવારે જ્યારે તેઓ નિશાળ તરફ જતા હતા ત્યારે નારાયણે વિચાર્યું કે "આજ મને રમવાનું ગમશે અને કામ કરવાનું નહિ ગમે." અબ્દુલ્લો પણ રહે અને રમે એમ તેની ઈચ્છા થઈ, અને તેમ કરવાને તેને સમજાવવાને યત્ન કર્યો. છોકરાઓએ જે કહ્યું તે આ છેઃ—

૩ નારાયણ—આવ અબ્દુલા, તું જુએ છે કે આજ કેવો સુંદર દિવસ છે. ચાલો આપણે ખેતરમાં દોડી જઇએ અને નિશાળે જવાને બદલે રમીએ.

૪ અબ્દુલા—ના, નારાયણ તે બહુ ખોટું થાય.

૫ નારાયણ—તું કેવો વિચિત્ર છોકરો છે? તને રમવાનું ગમતું નથી?

૬ અબ્દુલા—મને રમવાનું (તો) બહુએ ગમે છે, પણ હમણા નહિ. આપણે નિશાળે જવું અને ભણવું જોઇએ. મારી પેઠે તું (પણ) તે જાણે છે.

૭ નારાયણ—પણ આપણે હમણાંજ જવાની જરૂર નથી. ચાલો આપણે એક બે કલાક આમ તેમ રમીએ અને પછી તારી ઈચ્છા હશે તો જઈશું. મને આખો દિવસ વાંચવું પસંદ નથી.

૮ અબ્દુલા—હું જાણું છું કે તને પસંદ નથી. પણ જો તું કેવો મૂર્ખ છે. ન્હાનો રામ, જે માત્ર ત્રણ મહિના પહેલાં નિશાળે આવ્યો, તે તારા કરતાં વધારે જાણે છે. તું વર્ગમાં છેલ્લો છોકરો છે.

૯ નારાયણ—હું મૂર્ખો છું. તો તેની મને દરકાર નથી. મારી ભણવાની ઈચ્છા નથી. હું ચોપડીઓ ધિક્કારું છું. તેથી શું થયું? થોડા વર્ષમાં હું મ્હોટો માણસ થઈશ.

૧૦ અબ્દુલા—હા, પણ તું કેવી જાતનો માણસ થઈશ? તું વાંચી ન શકે તેવો મૂર્ખ થઇશ, બધા તારી કેવી મશ્કરી કરશે.

૧૧ નારાયણ—તેઓ ભલે મશ્કરી કરે. હું તેની શું પરવા રાખું છું? હું મને ગમે તેટલું રમવા જઉછું.

૧૨ અબ્દુલા—બહુ સાર, ત્યારે જા અને તારી ઈચ્છા હોય તો મૂર્ખો થા. હું તો મારી ચોપડીઓમાં ઘણી મહેનત કરવા ઈરાદો રાખું છું. હું મારા બાપા, મા અને મિત્રોને ખુશી કરવા ઈચ્છું છું. બિચારા નારાયણ, કોઈ તને ચાહશે નહિ. તારા બાપ તારી સાથે ગુસ્સે થશે. દરેક જણને તારી મશ્કરી કરતાં જોઈ તારી મા ઘણી દીલગીર થશે. તું સુખી થઇશ નહિ. તું કોઈને કંઈ કામ નહિ આવે. તું કંઈ પૈસા કમાઇ શકીશ નહિ. તું તારી જાતને મદદ કરી શકીશ નહિ. કોઇપણ માણસ તને મદદ કરશે નહિ. કારણકે દરેક જણ કહેશેકે "તેનો પોતાનો વાંક છે, તે એક આળસુ, સુસ્ત છોકરો હતો, અને ભણતો નહિ; હવે તેણે તે માટે ભોગવવું જોઇએ." મેં વાત કરતાં ઘણો વખત ગુમાવ્યો છે. હવે મારે દોડવું જોઇએ, નહિતો હું નિશાળમાં મોડો થઈશ.

૧૩ નારાયણ—બહુ સારૂ, અબ્દુલા હું તારી સાથે નિશાળે આવીશ. પણ જ્યારે નિશાળ બંધ થાય ત્યારે હું આશા રાખું છું કે તું રમીશ.

૧૪ અબ્દુલા—હા, હું મ્હારો પતંગ લાવીશ, અને જો સારો વા હશે તો આપણે તે ઉડાવીશું, અને જો નહિ હોય તો તું ત્હારો દડો લાવજે, આપણે તેવડે રમીશું.

૧૫ બન્ને છોકરા પછી સાથે નિશાળે દોડી ગયા, અને બરાબર વખતસર પહોંચ્યા. પોતાની સ્લેટપર લખતાં બન્ને એક ઢળતી મેજ પાસે બેઠેલા તેઓ બે રહ્યા. નારાયણ પોતાની સ્લેટપર દાખલા ગણે છે, અને અબ્દુલો પોતાની પડખે પાટલીપર જે ચોપડી પડી છે તેમાંથી જે શબ્દો હમણાંજ તેણે વાંચ્યા છે તે થોડાક શબ્દો લખે છે.

## Pronouns (પ્રોનાઉન્સ) સર્વનામ.

" Narain was a Hindu. Narain was nine years old."
આમ નારાયણ શબ્દ બે વખત વાપરવાને બદલે બીજા નારાયણ શબ્દને બદલે He મૂકાય છે:—" Narain was a Hindu, he was nine years old."

Narain શબ્દ Noun નામ છે. અને He નામને બદલે વપરાયો માટે Pronoun છે. Pro=બદલે I, my, we, it, She, they, you, he—બધા સર્વનામ છે.

એકસરસાઈઝીઝ:

૧ કયા નામને બદલે ચોપડીમાં આપેલ વાકયમાં સર્વનામ મૂકાયું છે?
૨ સાતમા પારામાંના સર્વનામ, કયા નામને ઠેકાણે છે તે સાથે ગણાવો.
૩ ચોપડીના ચિત્રમાંથી છ નામ લખો.
૪ ચાર વાકયો લખો. દરેકમાં એક ક્રિયાપદ ચિત્રમાં તમે જુઓ છો તે ચીજ વિષે કંઈ જણાવતું હોવું જોઇએ. જેમકે The slates are on the desk.

પ્રશ્નાવળી:—What are the names of the two boys?
Who is Abdulla and who is Narain?
What are their ages? What was their relation (સંબંધ)?
Who would like to play and not to work?
Why did Abdulla not go toplay?
What would the result be if Narain did not learn?
How do you find them in the picture? Which is Abdulla and which is Narain?

## 8 The Foolish Mouse મૂર્ખ ઉંદર.

1 Mouse-માઉસ-n ઉંદર    Walk-વૉક-n ફરવા જવું તે
Today-ટુડે-ad આજે    Might stay-v રહી શકીએ

2 Are made of=v ની બનાવેલી છે.  Wood=n લાકડું
Door-ડૉર-n બારણું    Floor-ફ્લૉર-n જમીન

3 Above-અબૉવ-pre ઉંચે    Please-પ્લીઝ-v મહેરબાની કરીને
Really-રીઅલ્લી-ad ખરેખર  Cheese-ચીઝ-n પનીર
Hung-હુંગ-v લટકાવેલ.

4 Darling-ડાર્લિંગ-n વહાલું.    We'd=We would
We'd better stay in here=અહીં રહેવાથી વધારે સારૂં છે.
Seems-સીમ્ઝ-દેખાય છે.    But-બટ-ફક્ત, માત્ર

5 Trap-ટ્રૅપ-n પાંજરું, જાળ.    To fret-ટુ ફ્રેટ-v ચડભડવું, બબડવું.
Still-સ્ટિલ-ad શાંત, સ્થિર.  Mother's=mother is [ચીડીયાં કરવાં.
Out of the way=રસ્તાની બહાર, દૂર

6 Bed-time=n સુવાનો વખત.  Lay down-લેડાઉન-v નીચે પડી, સૂતી.
Nest-નેસ્ટ-n માળો, દર    Nap નૅપ્-n ઝોકું, ઉંઘ.
Was caught વૉઝકૉટ-v પકડાઈ ગયું.

૧ એક ઉંદરના બચ્ચાએ કહ્યું " અરે મા ! જ્યારે હું આજે ફરવા ગયો ત્યારે તું અને હું રહી શકીએ એવું એક સુંદર મકાન મેં જોયું.

૨ દિવાલો સુંદર નવા લાકડાની બનાવેલી હતી, આગલા ભાગમાં દરવાજો હતો અને તદ્દન અંદરની બાજુએ કંઈ સારૂં સારૂં જમીનથી ઉંચે લટકાવેલ હતું.

૩ " અરે મા ચાલો આપણે જઈએ " તે મૂર્ખ બચ્ચાએ કહ્યું " મહેરબાની કરી ચાલોજ. હું ખરેખર ધારૂં છું કે અંદર થોડું પનીર લટકાવેલ છે. "

૪ માએ કહ્યું " મારા વ્હાલા, આપણે અહીં રહીએ તે સારૂં છે; મને બીક લાગે છે કે જે તને સુંદર ઘર લાગે છે તે ફક્ત પાંજરૂં હશે. "
૫ નાનો ઉંદર ચીડીયાં કરવા મંડયો, અને આખો દિવસ તદ્દન શાંત બેઠો. તેણે મનમાં કહ્યું " તોએ હું ત્યાં જ્યારે મા છેટે હશે ત્યારે જઇશ."
૬ જ્યારે સુવાનો વખત થયો અને મા દરમાં ઉંઘવાને સૂતી ત્યારે તે નાનો ઉંદર સુંદર નવા મકાન પાસે ગયો. તે અંદર ગયો અને એક પાંજરામાં પકડાઈ ગયો.

## Pronouns સર્વનામ—એકવચન, બહુવચન.

| | | | |
|---|---|---|---|
| વાત કરતાં અને લખતાં He એક માણસ માટે | They | એકથી વધારે માણસ માટે |
| She એક બૈરી માટે | | ,, ,, બૈરાં માટે |
| It એક ચીજ માટે | | ,, ,, ચીજ માટે. |

એકસરસાઇઝીઝ.

૧ રહી ગયલા શબ્દો મૂકી ચોપડીમાંનાં વાકયો વાંચો.
૨ w'ed, I'll, mother's આ શબ્દો પુરેપુરા લખો.
૩ ચોપડીમાં આપેલા શબ્દો બે કોઠામાં લખો.
૫ ચોપડીમાં આપેલા વાકયો અધુરા છે તે પૂરા કરી લખો.
૬ "—" આ નિશાની અને said ને બદલે asked વાપરી આપેલ વાકય લખો.

[ The young mouse asked its mother if it might go in]

૭ રહી ગયેલા શબ્દો ઉમેરો—Do, Please=Do let us go, please.
૮ આપેલ વાકયમાં she ને બદલે I મૂકી લખો.

[ The mouse said " I saw a house. " ]

પ્રશ્નાવળી:—

What did the little mouse say to its mother ?
When did it see the pretty little house ?

What did it think of it?
What was the mother's reply?
Did it obey its mother?
What happened when it went into the new house?

---

## 9 The Moon ચંદ્રમા.

1 Lamps-લૅમ્પસ્-n દીવા, બત્તી. Because-બીકૉઝ con કારણ કે
2 Looking-glass-n લુકિંગ ગ્લાસ-ચાટલું Mirror-મિરર-n અરીસો
Throws-થ્રોઝ-v ફેંકે છે. Reflects-રીફ્લેક્ટસ-v.પ્રતિબિંબ પાડે છે.
3 Sometimes-સમ્ટાઇમ્ઝ-કેટલીકવાર Full moon=પૂર્ણિમા.
Grows-ગ્રોઝ-v થાય છે. At last=ad આખરે Till-ત્યાં સુધી
Weeks=n અઠવાડીઆં Fourteen-ફોર્ટીન-a ચૌદ
4 Fortnight-ફૉર્ટનાઈટ-n પખવાડીઉં New moon=બીજનો ચંદ્ર.
Larger-લાર્જર-a વધારે મ્હોટો. Full=a પુરો.
5 Way-વે-n રસ્તો. Twenty-eight=a અઠ્ઠાવીશ.
6 Thousands-થાઉઝન્ડ્ઝ-n હજારો. Miles-માઇલ્સ-n માઇલો
Between-બીટવીન-pre વચ્ચે.

૧ સૂર્ય દિવસના વખતે આપણને અજવાળું આપે છે, અને ચંદ્ર અને તારાઓ, રાત્રે આપણને અજવાળું આપે છે, ચંદ્ર અને તારાઓ આકાશમાં લટકાવેલા દીવા જેવા છે. આપણે દિવસે તેને જોઈ શકતા નથી, કારણકે સૂર્ય પ્રકાશિત હોય છે.

૨ ચંદ્રને તેનું પોતાનું અજવાળું નથી. પણ પોતાનું બધું અજવાળું સૂર્યમાંથી મેળવે છે. જો સૂર્ય એક તકતા કે આરસી પર પ્રકાશે છે, તો તે આરસી અજવાળું પાછું ફેંકે છે. તેવીજ રીતે ચંદ્ર આકાશમાં મ્હોટા

તકતા જેવો છે, તે સૂર્યના અજવાળાના પ્રતિબિંબ નાખે છે, અથવા પાછું ફેંકે છે.

૩ કેટલીક વખત આપણે ચંદ્રને તદ્દન ગોળ અને ઘણો પ્રકાશિત જોઇએ છીએ. ત્યારે તે પૂર્ણ ચંદ્ર અથવા પૂર્ણિમાનો ચંદ્ર કહેવાય છે, પછી જ્યાં સુધી આખરે તે દેખાતો બંધ થાય છે ત્યાં સુધી ન્હાનો ન્હાનો થતો જાય છે. આમ થવાને તેને બે અઠવાડીયા, ચૌદ દિવસ અથવા એક પખવાડીઉં લાગે છે.

૪ એક વખત ફરીથી આપણે તેને ઘણોજ ન્હાનો જોઇએ છીએ. ત્યારે તે બીજનો ચંદ્ર કહેવાય છે. તે મ્હોટો અને મ્હોટો થાય છે અને એક પખવાડીયામાં તે ફરીથી પૂર્ણ થાય છે.

૫ આ રીતે અઠ્ઠાવીશ દિવસે અથવા ચાર અઠવાડીયે આપણને એક વખત બીજનો ચંદ્ર મળે છે.

૬ આકૃતિમાં ચંદ્ર દડા જેવો છે. તે ઘણો મોટો છે, પણ તે બહુ દૂર છે તેથી ન્હાનો દેખાય છે. આપણી અને ચંદ્રની વચ્ચે હજારો માઇલ આવેલા છે.

Is નું બહુવચન Are, Was નું બહુવચન were

Has નું બહુવચન Have

એકસરસાઇઝીઝ:—

૧ મૂકી દીધેલા શબ્દો વાપરી ચોપડીમાંનાં વાક્યો વાંચો.

૨ મૂકી દીધેલા શબ્દો લખી ચોપડીમાંનાં વાક્યો ફરીથી લખો.

૪ ચોપડીમાંના વાક્યોમાં જે સર્વનામ હોય તે ક્યા નામને ઠેકાણે વપરાયેલ છે.

૫ ચોપડીમાંના શબ્દોનું બહુવચન લખો.

૬ } ૮ } ચોપડીમાં આપેલ શબ્દો બે કોઠામાં લખો.

પ્રશ્નાવલી:—

Who gives us light during the day?
What are the moon and stars like?
Can we see them in the day?
What is a mirror used for?
How does the moon get its light?
What is new moon and what is full moon?
What time does it take to have a full moon again?
Why does the moon look so small?

---

## 10 The Dog and his shadow

### કુતરો અને તેનો પડછાયો.

1 Shadow-શૅડૉ-n પડછાયો. Piece-પીસ-n કકડો, ટુકડો
Meat-મીટ-n માંસ Was taking=v લઇ જતો હતો
As=ad જેવો, જ્યારે Crossed-ક્રૉસ્ડ-v ઓળંગતો હતો
Plank-પ્લૅન્ક-n પાટીઉં Led over=v ના ઉપર થઇ જતું હતું
Brook-બ્રૂક-n ઝરો Chanced-ચાન્સ્ડ-v અચાનક થયું.

2 His own pro તેનો પોતાનો Below-બીલો-ad નીચે
That...know=પોતાનું જ શરીર પોતે જોયું એમ તે જાણતો નહોતો
Will do=v ચાલશે Just-જસ્ટ-ad બરાબર

3 Snapped-સ્નૅપ્ડ-v ઝડપ મારી, ઝડપ્યું Jaw-જૉ-n જડબું
Supper-સપર-n ખાવાનું, (રાતનું) ખાણું.
To get out=v બહાર કાઢવા તે Belongs to-બીલૉન્ગ્ઝ ટુ-નું છે

May lose—મેહ્રુઝ–v ગુમાવશો

What you have=જે તમારી પાસે છે તે.

૧ એક કુતરો જેને એક માંસનો કકડો મળ્યો હતો, તે તે ખાવાને પોતાને ઘેર લઈ જતો હતો. જ્યારે તે એક ઝરા ઉપર થઇને જતા પાટીયાને ઓળંગતો હતો ત્યારે તેણે અચાનક પાણીમાં જોયું.

૨ તેણે નીચે પાણીમાં પોતાનો પડછાયો જોયો. (પણ) તેણે જાણ્યું નહિ કે તે પોતાનીજ જાતને જોતો હતો. તેણે વિચાર્યું કે "તે એક બીજો કુતરો છે, તેના મ્હોંમાંનું માંસ મારે માટે બરાબર ચાલશે!"

૩ તેથી જે માંસ તે ધારતો હતો કે તેણે જોયું, તેના તરફ તેણે ઝડપ મારી, પણ આમ કરતાં તેણે પોતાનું મ્હોં ઉઘાડ્યું. તેના મ્હોંમાંથી તેનું ખાવાનું જતું રહ્યું! અને તે તેણે પાણીમાં ડૂબતું જોયું, તે બહાર કાઢવાને તેણે યત્ન કર્યો, (પણ) ફોકટ, તેણે તે માંસ ફરીથી જોયુંજ નહિ.

બીજાનું હોય તે ચોરવાને યત્ન કરશો નહિ. જો તમે તેમ કરશો તો તમારૂં હશે (તે પણ) મારા ભાઇ, તમે ગુમાવશો.

## કૅપિટલ (મ્હોટા) અક્ષરો.

હરેક અક્ષર બે રીતે લખાય છે. મ્હોટી લીપીમાં કે ન્હાની લીપીમાં. મ્હોટી લીપી કૅપીટલ અક્ષર કહેવાય છે. ન્હાની લીપી સ્મૉલ અક્ષર (letters) કહેવાય છે.

A, B, C એ મ્હોટા Capital અક્ષર છે.

a, b, c એ ન્હાના small અક્ષર છે.

(૧) ઇંગ્લીશમાં હરેક વાક્યનો પહેલો અક્ષર Capital હોય છે.

(૨) કવિતાની હરેક લીટીનો પહેલો અક્ષર Capital હોય છે.

### એકસરસાઇઝીઝ.

૧ આ કવિતામાં હરેક Capital અક્ષર બતાવો, અને તેનો Small અક્ષર લખો.

૩ ચોપડીમાં આપેલ વાક્યોમાં ક્યા નામને બદલે સર્વનામ મૂકાયાં છે
૪ રહી ગયેલા શબ્દો મૂકી આપેલ વાક્યો ફરીથી લખો.
૫ આપેલ બે વાક્યો ગદ્યના રૂપમાં લખો.
( He did not know that he saw himself. )
( He tried in vain to get it out. )
૬ " Did go " ને બદલે એક શબ્દ આપો. ( Went )

પ્રશ્નાવળી:—

What is this story about ?
Where do you see the Dog in the picture?
Why is his mouth open ?
Do you see any thing in the water ?
What did the dog see ?
What did he think ?
How did he try to get the piece of meat ?
Could he get it ?
What lesson do you learn ?

---

## 11 The Lazy Peon–આળસુ પટાવાળો.

1 Peon–પ્યુન–n પટાવાળો  Lawyer–લૉયર n વકીલ
Had been very busy=બહુ કામમાં હતા
All the morning=આખી સવાર  Papers=n કાગળો
Called out=v બૂમ મારી.  O'clock–ઓક્લૉક–n. કલાક
Replied=v જવાબ આપ્યો  Salaam=n સલામ
Box–બૉક્સ–n પેટી  Lose no time=વખત ગુમાવીશ નહિ.
Iswaiting=v રાહ જુએ છે.

2 I am off=આ ચાલ્યો. Sahib=n સાહેબ.
Very low=બહુ નીચો. Walked off=v જતો રહ્યો.
3 Hot-હૉટ-a ગરમ. Very fast-ad-બહુ ઝડપથી.
As long as-ad=જ્યાં સુધી ત્યાં સુધી. Within-વિધિન-pre અંદર
Sight-સાઇટ-n નજર
Within sight of the house-ઘર દેખાય ત્યાં સુધી.
Slowly-સ્લોલી-ad ધીમે ધીમે. Now and then-ad વારંવાર.
Stopped-સ્ટૉપ્ડ-v અટકતો, થોભતો.
4 At last-ઍટલાસ્ટ-ad આખરે Shady-શેડિ-a છાયાવાળી.
Bush-બુશ-n નાનો ઝાડ, ઝાડી. By the side of-ને પડખે
A little-a જરા. Rest-n આરામ.
Heavy-a ભારે I am tired-આઇઍમ ટાયર્ડ-g થાકી ગયો છું.
5 Shade-શેઇડ-n છાયડો Cool-a ઠંડું
Short sleep=થોડી ઉંઘ Minutes-મીનીટસ્-n મીનીટો
Enough-ઈનફ્-a પૂરતી Stretch-સ્ટ્રેચ્-v લંબાવવું
6 Stretched himself out=લાંબો થયો. Put-પુટ-v મૂકવું
Head-n માથું Arm-આર્મ n. હાથ.
Pillow-પિલો-n ઓશીકું Was sound asleep=ભર ઉંઘમાં પડ્યો.
Twenty-ટ્વેન્ટિ-a વીશ. Hour-અવર-n કલાક.
Passed-પાસ્ડ-v ગયા. Flew down-v નીચે ઉડી આવ્યો.
Perched-પર્ચ્ડ-v બેઠો Pecked at-પેક્ડ ઍટ-v ચાંચમારી
Finding that-એમ માલુમ પડતાં
Could open=v ઉઘાડી શક્યો Cawed=v કાકા કર્યું.
Woke-વોક-v જગાડ્યો Jumped up=v કુદ્યો
Yawned-યૉન્ડ-v બગાસું ખાધું
7 Past five o'clock=પાંચ વાગી ગયા (હતા)

Clerk–ક્લાર્ક–n કારકુન
Read–રેડ–v વાંચ્યા.
To copy–ટુ કૉપિ–v નકલ કરવી.
Distant–ડિસ્ટન્ટ–a દૂરના
Left–લેફ્ટ–v ગઇ
Case–કેઇસ–n કેસ
Master's=શેઠના
Orders–ઑર્ડર્સ–n હુકમ
Send off=v મોકલી દેવા.
Post–પોસ્ટ–n ટપાલ
Too late–ટુલેઇટ–ad બહુ મોડું
Did not reach=v પહોંચ્યા નહિ
In time=વખતસર

૧ એક વકીલ ઘેર આખી સવાર ઘણા કામમાં હતો. તે કેટલાક કાગળો લખતો હતો. તેણે બે વાગે બૂમ પાડી "પટાવાળા અહીં આવ." અહમદ પટાવાળાએ સલામ કરી જવાબ આપ્યો "આ રહ્યો સાહેબ" તેના શેઠે કહ્યું "આ પેટી ઑારીસે લઇ જા, એકદમ જા, અને જરાએ વખત ગુમાવતો નહિ. કારકુન રાહ જુએ છે."

૨ પટાવાળાએ કહ્યું "આ ચાલ્યો, સાહેબ." અને જ્યારે તેણે પેટી લીધી ત્યારે નીચી સલામ કરી અને ચાલી નીકળ્યો.

૩ ઑારીસ ઘરથી બે માઇલ દૂર હતી, અને તે દીવસે ઘણી ગરમી હતી. જ્યાં સુધી ઘર દેખાતું હતું ત્યાં સુધી પટાવાળો ઘણો ઉતાવળો ચાલ્યો, પછી તે ઘણો ધીમો ચાલવા લાગ્યો. અને રસ્તામાં મિત્રને મળતો ત્યારે તેની સાથે વાત કરવા વારંવાર ઉભો રહેતો હતો.

૪ આખરે તે રસ્તાની બાજુ પરની છાયાવાળી ઝાડી પાસે આવ્યો. તેણે મનમાં કહ્યું "હું ધારૂં છું કે અહીં મારે થોડો આરામ લેવો જોઇએ. આ એક ઘણી ભારે પેટી છે, અને હું થાકી ગયો છું."

૫ તેથી ઝાડીની છાયામાં તે બેઠો. તેણે વિચાર કર્યો કે અહીં હવા ઘણી સુંદર અને ઠંડી છે. મારે શા માટે અહીં ઉભવું જોઇએ નહિ? દશ મીનીટ પુરતી થશે.

૬ તેથી તે લાંબો થયો, ઓશીકાં તરીકે પોતાના હાથપર પોતાનું માથું મૂક્યું; અને તરતજ ગાઢ નિદ્રામાં પડ્યો. દશ મીનીટ, વીશ મીનીટ,

એક કલાક, બે કલાક ચાલ્યા ગયા. પછી એક કાગડો ઉડી નીચે આવ્યો, પેટીપર બેઠો અને ચાંચ મારી, પોતે તે ઉઘાડી શકયો નહિ એમ માલુમ પડતાં પોતાને મદદ કરવા બીજા કાગડાને બોલાવવા કા કા કર્યું. આ કા કા એ તે પટાવાળાને જગાડયો. તે ઉભો થયો, બગાસું ખાધું. પેટી લીધી અને ઑફીસે ગયો.

૭ પણ પાંચ વાગી ગયા હતા. કારકુને પેટી લીધી, તે ઉઘાડી અને શેઠના હુકમ વાંચ્યા. તે કાગળોની નકલ કરવાના અને એકદમ દૂરના શહેરમાં મોકલી દેવાના હતા. ટપાલ પાંચ વાગે નીકળી અને હવે બહુ મોડું થયું હતું. વકીલે પોતાનો કેસ ખોયો. કારણકે કાગળો વખતસર તે શહેરમાં પહોંચ્યા નહિ.

## Capital letters ( ચાલુ )

૩ માણસ, સ્ત્રી કે બાળકના નામનો પહેલો અક્ષર,-Rama, Seeta. વગેરે.
૪ ઈશ્વરના નામનો પહેલો અક્ષર,—God,—
૫ દેશ કે ગામનો પહેલો અક્ષર—India, Surat,—
૬ વાર કે મહિના નામનો પહેલો અક્ષર—Sunday, April,-Capital હોય છે.

### એકસરસાઈઝીઝ.

2 Sunday ( સન્ડે ) રવિવાર; Monday ( મન્ડે ) સોમવાર; Tuesday ( ટ્યુઝડે ) મંગળવાર; Wednesday ( વેન્સ્ડે ) બુધવાર; Thursday ( થર્સડે ) ગુરૂવાર; Friday ( ફ્રાઈડે ) શુક્રવાર; Saturday (સૅટર્ડે) શનિવાર.

1 January જાન્યુઆરી. 2 February ફેબ્રુઆરી. 3 March માર્ચ. 4 April એપ્રીલ. 5 May. મે. 6 June જુન. 7 July જુલાઈ. 8 August-ઑગસ્ટ. 9 September સપ્ટેંબર. 10 October-અક્ટોબર. 11 November નવેંબર 12 December ડીસેમ્બર.

4 The master told the Peon to take that box to the office.

The master told the peon to go at once and lose no time.

The peon told the master (respectfully) that he was off.

પ્રશ્નાવળી:—

Why was the lawyer at home all the morning?
Who was Ahmad?
Why did his master call him?
What did the Master say to him?
Did Ahmad act accordingly?
Why did he not do so?
How did he miss the post?
What was the result?

---

## 12 Clever Jack હોંશીયાર જૅક.

1 Clever-ક્લેવર-a હોંશીયાર, ચતુર To tease-ટુ ટીઝ-v. ચીડવવું
2 Whose-હુઝ-pro જેની Cakes-કેક્સ-પુરી, રોટલી
Had arrived-હૅડ ઍરાઇવ્ડ-v આવી હતી.
3 Lovely-લવ્લી-a સુંદર. But-બટ-ad ફક્ત.
That's=that is you're-you are
I'll prove-હું સાબીત કરીશ. Prove-પ્રુવ-v સાબીત કરવું

4 Surely-શ્યૉર્લી-ad જરૂર, ચોકસ. Must be-v થવો જોઇએ.
Very well know=સારી રીતે જાણે છે. When=ad જ્યારે
5 Added-ઍડેડ-v ઉમેરાય Poor-પુઅર-a બાપડી
Began to cry=v રડવા મંડી. Heard-હર્ડ-v સાંભળ્યું.
To ask=v પૂછવાને Reason-રીઝન-n કારણ.
6 Laughed-લાફ્ડ-v હસ્યો. Very loud=ad બહુ મોટેથી
Dad-ડૅડ-n બાપ. About=pre વિષે.
Well done-વેલડન inter સાબાસ No doubt-નો ડાઉટ-ચોકસ, બેશક
Doubt-ડાઉટ-n શક, શંકા
7 Shall feast on શૅલ ફીસ્ટ ઑન-v ખાઈશ ખાજે.

૧ હોંશીયાર જૅક દશવર્ષનો હતો. તેની ન્હાની બ્હેન નૅન જે નવ વર્ષની હતી તેને ચીડવવું તે બહુ સારૂં લેખતો હતો.

૨ બે નાની પુરીઓ હમણાંજ આવી હતી. તેથી હોંશીઆર જૅક તે પોતાની બ્હેન પાસે લઈ ગયો અને બૂમ પાડી " જો, તેના ત્રણ સુંદર પુરીઓ !"

૩ નેને કહ્યું:—" બે પુરીઓ. " જેકે કહ્યું " ના, ત્રણ " નેને કહ્યું " હું માત્ર બે જોઉં છું. " જેકે કહ્યું " તેનું કારણ એ કે તું છોડી છે. હું હમણાજ તારી પાસે સાબીત કરીશ તે પ્રમાણે ત્રણ છે. "

૪ " જો આ નંબર ( નંગ ) પહેલો છે, તેથી બીજી ખરેખર નંબર બે હોવો જોઇએ. અને એકને બે, તું સારી રીતે જાણે છે કે સાથે ઉમેરાય તો ત્રણ થાય છે. "

૫ પણ બાચારી નાની નેન ફક્ત બે જ જોઇ શકી, તેથી તે રોવા લાગી. તેના બાપ તે સાંભળી કારણ પૂછવા આવ્યા.

૬ જેક ઘણે મોટેથી હસ્યો, અને બધું શા વિષે હતું તે તેના બાપને જણાવ્યું. તેના બાપે કહ્યુ "શાબાશ ! મારા બેટા પુરીઓ બેશક ત્રણ છે. "

૭ તેથી નંબર એક નેનને મળશે, નંબર બે મને મળશે અને મારા હોંશીઆર નાના છોકરા તું નંબર ત્રણ ખાજે. "

Marks of quotation અવતરણ ચિન્હ "—"

જ્યારે કોઈના બોલેલા શબ્દો આપણે બોલીએ છીએ ત્યારે તે શબ્દો (Quotation ક્વોટેશન) અવતરણ ચિન્હ વચ્ચે મુકાય છે, નિશાની "—" આવી છે.

એક્સરસાઇઝીઝ.

1 He thought " It is very fine to tease my sister."
His father said " Why is Nan crying ? "
His father said " you shall have the third cake."
3 Nan said that she saw but two.

પ્રશ્નાવળી:—

What is the father doing ?
What is clever Jack doing ?
What clothes is the father wearing ?

---

## 13. Trees ઝાડ.

1 Long way=લાંબો રસ્તો — Feel tired=થાકી ગયેલ છું.
2 Under=pre નીચે — Sunlight-સનલાઇટ-n તડકો
Thick-થિક-a જાડા. — Shut it out=તેને રોકી રાખે છે.
Parched-પાર્ચ્ડ-a સૂકવેલા. — Parched rice-પૌંઆં
Pocket-પૉકેટ-n. ખીસું — Let us eat-ચાલો આપણે ખાઇએ.
3 Old-ઓલ્ડ-a જુનું — Hundred-હન્ડ્રેડ-a સો
Trunk-ટ્રંક-n થડ — How far-હાઉફાર-ad કેટલે દૂર
Branches-બ્રાન્ચીઝ-n ડાળી, શાખા. Spread out-સ્પ્રેડઆઉટ v ફેલાયલ છે.

On all sides–ચારે બાજુએ Cover–કવર–v ઢાંકવું
Roof–રૂફ–n છાપરું Are held up–આરહેલ્ડઅપ–v પકડી રખાય છે.
Middle–મિડલ–n વચ્ચે Green–ગ્રીન–a લીલાં
4 While–વ્હાઇલ–n વખત Yellow–યેલો–a પીળાં
Brown–બ્રાઉન–a બદામી Live–લિવ–v જીવવું
Fresh–ફ્રેશ–a તાજા Places–પ્લેસીસ–n જગ્યા
6 Deep–ડીપ–a ઉંડા Parts–પાર્ટસ–n ભાગ
Roots–રૂટસ–n મૂળ Growing–ગ્રોઇંગ–v ઉગતા
Just as–જસ્ટઍઝ–ad જેવી રીતે
7 Suck up–સકઅપ–v ચૂસી લે છે Earth–અર્થ–n પૃથ્વી.
8 Strong–સ્ટ્રૉન્ગ–a મજબૂત Ropes–રોપ્સ–n દોરડાં
Hold–હોલ્ડ–v પકડવું Firm–ફર્મ–a મજબૂત.
Keep from–કીપ ફ્રૉમ–vઅટકાવે છે. Being blown–ઉખેડાઈ જતાં
Wind–વિન્ડ–n પવન—

૧ આપણે બહુ ચાલ્યાં છીએ. હું બહુ થાકી ગયેલ જણાઉંછું. તમે પણ થાકી ગયા છો ? કેટલો બધો તાપ છે ! હું વધારે ચાલી શકતો નથી. ચાલો આપણે બેસી જઇએ અને આ ઝાડ નીચે આરામ લઇએ.

૨ અહીંઆં હવા સુંદર અને ઠીક છે. સૂર્યનો તાપ આપણને પહોંચી શકતો નથી. ઝાડના ઘટ્ટ પાંદડાં તેને બહાર રોકી રાખે છે. મારા ગજવામાં થોડા પૌઆં છે. ચાલો આપણે થોડાં ખાઇએ. તમારા માટે થોડા આ રહ્યા.

૩ આ કેવું સુંદર નાનું ઝાડ છે ! હું ધારું છું કે તે સો વર્ષનું જૂનું હોવું જોઇએ. થડ કેટલું જાડું છે ? બધી બાજુએ ડાળીઓ કેટલે દૂર ફેલાઇ છે ! ઘરના છાપરાની પેઠે તે આપણને ઢાંકે છે. વચમાંના જાડા થડથી ડાળીઓ ઉંચે પકડાઇ રહી છે.

૪ પાંદડાં કેવાં સુંદર દેખાય છે ! હાલ તેઓ ચળકતાં અને લીલાં છે. પણ થોડા વખતમાં તેઓ પીળાં અને બદામી થઇ જશે, ત્યારે તેઓ વદન

સફાઇ જશે અને જમીન પર ખરી પડશે, પાંદડાં ફક્ત એકજ વર્ષ જીવે છે, તેમના મરી ગયા પછી નવાં પાંદડાં તેમની જગ્યાએ આવશે.

૫ કોઇ પણ રીતે ઝાડ ખોરાક લે છે ?

૬ હા ઝાડના કેટલાક ભાગ તમે જોઈ શકતા નથી. તે જમીનમાં ઉંડા જાય છે. આ ભાગ ઝાડના મૂળ કહેવાય છે. જેવી રીતે જમીન પર થડ છે, અને તેમાંથી બધી ડાળીઓ બહાર નીકળે છે, તેવી રીતે એક મ્હોટું મૂળ હોય છે અને તેમાંથી ઉગી નીકળતા બીજા ઘણા નાના મૂળ હોયછે.

૭ આ મૂળ જમીનમાંથી ખોરાક ચૂસે છે. ખોરાક ઝાડમાં જાય છે અને તેને મજબૂત બનાવે છે.

૮ મૂળ ઝાડ માટે જમીનમાંથી ફક્ત ખોરાકજ લેતા નથી, પણ તેઓ દોરડાં જેવાં છે કે જે જમીનમાં ઝાડને મજબૂત રીતે પકડી રાખે છે, અને પવનથી તેને ઉખડી જતું અટકાવે છે.

## Capital letters ( ચાલુ )

આપણે શીખ્યા છીએ કે (૧) દરેક વાકયના પહેલા શબ્દનો પહેલો અક્ષર, (૨) દરેક કવિતાની લીટીનો પહેલો અક્ષર, (૩) માણસના નામનો પહેલો અક્ષર, (૪) ઇશ્વરના નામનો પહેલો અક્ષર (૫) ગામ કે દેશના નામનો પહેલો અક્ષર, (૬) દિવસ કે મહિનાના નામનો પહેલો અક્ષર Capital મ્હોટો હોય છે વધારામાં (૭) "I" "હું" હમેશાં અને (૮) વાકયના મુખ્ય શબ્દનો પહેલો અક્ષર Capital હોય છે.

પ્રશ્નાવળી:—

Why is the tree not blown by the wind ?
Why do people like to sit under a shady tree ?
What is the horse in the picure doing ?
When do the leaves fall on the ground ?
How does the tree get its food ?

## 14 The Lion and the Mouse સિંહ અને ઉંદર.

1 Lion લાયન-n. સિંહ Mouse માઉસ-n. ઉંદર Part-પાર્ટ-n.ભાગ.
Being out-બહાર હતો ત્યારે Run-n.દોડવું તે In the sun-તડકામાં
Lying asleep-ઉંઘતો પડેલ Hid હિડ-v. છુપાઈ ગયો Mane મેઇન n.
Again and again-વારંવાર Surprise સરપ્રાઇઝ n. અચંબો, [કેશવાળી.
To her surprise-તેના અચંબા વચ્ચે Next-a બીજું
Jaws-જૉઝ n. જડબાં To hold fast-મજબૂત રીતે પકડી રાખવું
Paws-પૉઝ n. પંજા.

Fright-ફ્રાઇટ n. બીક Nearly-નીઅર્લી ad લગભગ. [ધ્રુજતાં.
Shaking (શેકિંગ)-Quaking (ક્વેકિંગ)-Trembling (ટ્રેમ્બલીંગ)
Pardon-પાર્ડન. v. માફ કરો Forgive-ફરગિવ v. માફ કરો.
Please-પ્લીઝ મહેરબાની કરીને Spare-સ્પેર v. બચાવવું.
Life-લાઇફ-n. જીંદગી Live-લિવ-v. જીવવું
In your way-તમારી આડે Perhaps-પરહૅપ્સ ad કદાચ
Laughed-લાફ્ડ-v. હસ્યો Ever એવર ad કદી, હમેશાં.
At all-ઍટઑલ ad બીલકુલ Lifted-લિફ્ટેડ-ઉંચો કર્યો.
Stayed-સ્ટેઈડ-v રહ્યો Hole-હૉલ-n. દર Rest-રેસ્ટ n.
બાકીનો ભાગ.

### Part II.

4 Chanced ચાન્સ્ડ-v. બની આવ્યું Hunting-હન્ટિંગ v. શિકાર કરતાં;
Prey પ્રે-n.શિકાર Was caught વૉઝ કૉટ v.પકડાઈ ગયો [પાછળ પડતાં
Net નેટ-n. જાળ. Found-ફાઉન્ડ v. ને માલુમ પડયું.
Could break-કુડબ્રેક v. તોડી શકયો Roared-રોર્ડ v. ગર્જના કરી.
Made shake-v. ધ્રૂજાવ્યું. Forest-ફૉરેસ્ટ n. જંગલ.
Hunters હન્ટર્સ-n. શિકારી Asfastas=ad બને તેટલા તંગ

Thought-થૉટ-v. વિચાર કર્યો
Captive-કૅપ્ટિવ-n. કેદી
Sound-સાઉન્ડ-n. અવાજ
Face-ફેઈસ n. ચ્હેરો, મ્હોં
Weak-વીક a નબળું, ધીમું
Gnawed નૉડ-v. કરડી ખાધું
Useful-યુસ્ફુલ a. ઉપયોગી.
Beast-બીસ્ટ n. પશુ
Lord-લૉર્ડ-n ઉમરાવ, ઉપરી, સરદાર
Creeping-ક્રીપીંગ v. પેટે ચાલીને જવું
Peeping-પીપીંગ v. ડોકીયું કરવું
Squeak-સ્કવીક n. ચીંચી અવાજ
Right through-આરપાર, સીધું

ભાગ પેહેલો--૧ એક દિવસ એક ઉંદર દોડવા માટે બ્હાર આવ્યો ત્યારે તેણે એક સિંહને તાપમાં ઉંઘતો પડેલ જોયો. તે તેની પીઠપર કુદ્યો. તેની કેશવાળીમાં છુપાયો, વારંવાર તેના નાકપર દોડયો. એટલામાં તેના અચંબા વચ્ચે તેણે પોતાની આંખ ઉઘાડી, અને બીજું કામ એ કર્યું કે તેણે પોતાના જડબાં ઉઘાડયાં અને પોતાના એક પંઝાવડે તેને મજબુત પકડ્યો.

૨ બિચારો નાનો ઉંદર બીકથી લગભગ મરણતોલ થઈ ગયો અને આખે શરીરે ધ્રૂજતાં ધ્રૂજતાં બોલી ઉઠયો "અરે ખુદાવંદ (રાજા) મહેર કરો ! અરે મ્હેરબાની કરીને માફ કરો. અરે મારી જીંદગી બચાવો ! અરે મને જીવવા દો ! મારે ફક્ત થોડી રમતની ઈચ્છા હતી. હું કદી ફરીથી તમારી આડે નહિ આવું અને કદાચ હું તમને બીજે કોઈ દિવસે મદદ કરીશ !"

૩ મોટો સિંહ હસ્યો ! તેણે કહ્યું "આવું નાનું પ્રાણી (ચીજ) શું પણ એક સિંહને મદદ કરી શકે !" પણ તેણે પોતાનો પંઝો ઉપાડયો અને તે ઉંદર દોડી ગયો, અને બાકીનો દિવસ પોતાના દરમાં રહ્યો.

ભાગ બીજો—૪ એક વખત એવું બન્યું કે પોતાના શિકારની પાછળ પડતાં એક દિવસ સિંહ જાળમાં સપડાઇ ગયો. જ્યારે તેને માલુમ પડ્યું કે પોતે જાળને તોડી શકતો નથી, ત્યારે તેણે આખું જંગલ ગાજે એવી ગર્જના કરી. શિકારીઓએ તેને ઝાડ સાથે બાંધ્યો અને અને તેટલો વખત તેઓએ બીજે દિવસે તે પ્રાણીને પોતાના ઉપરી રાજાની પાસે કેદી (બંદી) લઈ જવાનો વિચાર કર્યો.

જ પણ રાતમાં જ્યારે તેઓ ઉંઘતા હતા, ત્યારે કંઇક પેટે ચાલતું હોય એવો અવાજ તેણે (સિંહે) સાંભળ્યો, અને પછી નાનો ચ્હેરો બહાર નીકળતો દેખાયો. અને એક ધીમો ચીચી અવાજ (આમ) કહેતો સંભળાયો "એ મારી જીંદગી તે દિવસ બચાવી ! હવે તમે જોશો કે હું શું કરી શકું છું." અને તે નાના ઉંદરે દોરડું આરપાર કોતરી નાંખ્યું. "અને હવે" તેણે કહ્યું "કદાચ તમે સમજશો કે નાના મિત્રો કેટલા ઉપયોગી થઇ શકે છે."

## Syllables ( સીલેબલ્સ ) પદ

લાંબા શબ્દો નાના ભાગ જેને સીલેબલ ( syllable ) પદ કહેવામાં આવે છે તેના બનેલા હોય છે. Water શબ્દમાં બે પદ છે Wa ( વૅા ) અને ter (ટર) એમ બે સીલેબલ છે. yesterday શબ્દમાં yes ( યસ્ ), ter ( ટર્ ) day ( ડે ) એમ ત્રણ પદ છે.

નાના શબ્દો એકજ સીલેબલના હોય છે. જેવાં કે:—Monse, Cut, car, day વિગેરે.

એકસર્સાઈઝ:-

૧ Ne-ar-ly; trem-bling; cap-tive, al pha-bet, pa-ra-graph
૨ પહેલી કડીમાં બે સીલેબલવાળા શબ્દો લખો.
૩ કડીમાં આપેલ ટુંકા શબ્દો પૂરા લખો. Now is; cannot; what is; how is; I am.
૪ ચોપડીમાં આપેલ વાક્ય "I" થી શરૂ થતું હોય તેમ લખો.-
I will never comeagain in your way.
૫ ચોપડીમાં આપેલ વાક્યોના ગુજરાતી અર્થ સમજી તે પૂરા લખો.

સવાલો:—

What do you see in the picture?
How is the lion caught there?

Why can the lion not run away?
What is the mouse doing?
Where can you see her?
Why is the mouse gnawing the net?
Does she want to save the lion's life?
Why? What did the lion think of the mouse at first?
What did the mouse say after gnawing the rope through?

---

## 15 Our servants આપણા ચાકર.

1 Named નેઈમ્ડ a નામે. નામના Rich રિચ a પૈસાદાર
Used to wear-યુઝડટુવેર v. પહેરતો Cooked-કુક્ડ-v. રાંધેલો
2 Wish-વિશ-v ઈચ્છવું Like me-લાઇકમી-મારી પેઠે
Fine-a. સુંદર Servant સરવન્ટ n. નોકર
Wait on-વેઇટ ઑન v. ખીજમત ઉઠાવવી, બરદાસ કરવી.
Whatever વ્હૉટેવર-pro જે જે For me-મારે માટે.
3 Obey-ઓબે-v કહ્યું માનવું, હુકમ ઉઠાવવો.
4 Lie-લાઇ-n જૂઠું Truthful ટ્રુથફુલ a સત્યવાદી, સાચો.
Every one-હરેક જણ Even one-એક પણ
5 Heard હર્ડ-v સાંભળ્યું Large sum-લાર્જ સમ-મ્હોટી રકમ.
Richer than-ના કરતાં વધારે પૈસાદાર.
Boasting-બોસ્ટિંગ-v. બડાઇ કરતો In fun-ઇન ફન-n. મશ્કરીમાં
6 Smiled સ્માઇલ્ડ v. હસ્યો The truth-ધટ્રુથ n. સાચી વાત, સત્ય
Now and then નાઉએન્ડ ધેન-ad વારે ઘડીએ Disobey-ડિસ્ઓબે
Leave લીવ-v. છોડી જવું Like-v ઇચ્છવું [ઓબે-v. કહ્યું ન માનવું

Idle આઇડલ a. આળસુ Properly પ્રૉપર્લી ad બરાબર રીતે

Always—હમેશાં Ready રેડિ a તૈયાર Once વન્સ ad એકવાર

7 Fine talk—સારી વાત. Their ધેર pro તેમનાં.

8 Nose નોઝ n. નાક Mouth માઉથ—n. મ્હોં

9 Any where—ઍનિવ્હેર ad ક્યાંય At once ઍટવન્સ ad એકદમ.

Do not lose ડુનૉટલુઝ-ગુમાવતા નથી. Moment મોમેન્ટ n. ક્ષણ.

Reach out રીચ આઉટ—v પહોંચી જાય છે Hungry હંગ્રિ a. ભૂખ્યો

Shew—શો—v. બતાવવું. Smell સ્મેલ v. ગંધ લેવી

10 Twice—ટ્વાઇસ્. ad બેવાર Wake up વેઇકઅપ v. જગાડવું

Get up ગેટઅપ્—v. ઉઠો World વર્લ્ડ n દુનિયા.

11 So long as જ્યાં સુધી Trust ટ્રસ્ટ—v. વિશ્વાસ રાખવો

Hired હાયર્ડ—a ભાડુતી Get on ગેટઑન v આગળ ચાલવું.

૧ દાસ અને વ્યંકટ નામના બે છોકરા એકજ નિશાળે જતા હતા. વ્યંકટ ધનવાન માણસનો દીકરો હતો, તે મ્હોટા મકાનમાં રહેતો હતો અને સોનાની કલ્લી પહેરતો. દાસ ગરીબ માણસનો દીકરો હતો. તે ન્હાના મકાનમાં રહેતો હતો, અને તેના પિતાને માટે ખોરાક રાંધતો, કેમકે તેને મા કે બ્હેન નહોતી.

૨ જ્યારે નિશાળ બંધ થઇ અને બને ઘેર જતા હતા ત્યારે વ્યંકટે દાસને કહ્યું "દાસ તું મ્હારા જેવો પૈસાદાર હોવાનું ઇચ્છતો નથી? હું સુંદર મકાનમાં રહું છું, મારે ત્રણ નોકર છે, તે મારી બરદાસ ઉઠાવે છે. તેમને જે કહું તે તેઓ મ્હારે માટે કરે છે."

૩ દાસે કહ્યું "તેમાં કંઈ નહિ, મ્હારી બરદાસ કરે છે એવા મ્હારે દશ નોકર છે, તેઓ મારી ચાકરી કરે છે અને મારા હુકમ માને છે."

૪ વ્યંકટે કહ્યું "શું તું એમ કહે છે કે મારે દશ નોકર છે? કેવું જૂઠું તું બોલે છે? હું ધારતો હતો કે તું સત્યવાદી છોકરો છે, દરેક માણસ જાણે છે કે તારે એક પણ નોકર નથી.

૫ નિશાળના મ્હેતાજી પાસે ઉભા હતા. છોકરાઓએ જે કહ્યું તે તેણે સાંભળ્યું. તે જાણતા હતા કે દાસ સારો છોકરો છે અને કદી જૂઠું બોલતો નથી. તેથી તેણે બન્ને છોકરાને બોલાવ્યા અને માયાળુપણે કહ્યું "દાસ આમ કેમ? ત્હારા બાપને કોઇએ પૈસાની મ્હોટી રકમ આપી છે? તે વ્યંકટના પિતા કરતાં હવે વધારે પૈસાદાર છે? જો એમ ન હોય, તો દશ નોકર તમે શી રીતે રાખી શકો? કે તું મશ્કરીમાં ખાલી બડાઈ મારે છે?"

૬ દાસ હસ્યો અને બોલ્યો, ના સાહેબ, હું સત્ય કહું છું મારે દશ નોકર છે જે મારૂં કહ્યું માને છે. વ્યંકટના નોકર વારંવાર તેના હુકમનો ભંગ કરે. તેમની ઈચ્છા હોય ત્યારે તેઓ તેને છોડી જતા રહે. તેઓ આળસ કરે અને તેનું કામ બરાબર ન કરે. મ્હારા નોકર તેવા નથી તે હંમેશાં મારૂં કહ્યું માનવાને તૈયાર છે. મારા એક નોકરે એક વખત પણ મેં તેને જે કરવાનું કહ્યું હોય તે ન કર્યું હોય તેમ નથી."

૭ પછી માસ્તરે કહ્યું "આ બધી વાત તો સારી છે પણ મહેરબાની કરી તમારા નોકરના નામ અમને કહો" વ્યંકટે કહ્યું "હા, અમને તેમના નામ કહે.

૮ દાસે કહ્યું "મારા દશ નોકર છે. તેમાંના બે મારા પગ છે બે મ્હારા હાથ છે, બે મારા કાન છે અને બે મારી આંખો છે. આ આઠ થયા. પછી મારૂં નાક અને મ્હોં.

૯ જો મારે ક્યાંય જવાની ઇચ્છા થાય તો મારા પગને કહું છું કે "ત્યાં મને લઈ જાઓ" એકદમ તેઓ હુકમ માને છે જો મારે કંઈ ચીજ મેળવવી હોય, તો હું મારા હાથને "તે મને આપો" એમ કહું છું અને મારા હાથ કંઈ વખત ગુમાવતા નથી. એક ક્ષણમાં તેઓ પહોંચે છે અને મારે જે જોઇએ તે મને આપે છે. જો હું ભૂખ્યો હોઉં તો મારા હાથ મ્હોંમાં ખોરાક મૂકે છે અને મારૂં મ્હોં તે ખાય છે. જો મને કંઇ જોવાની ઇચ્છા થાય, તો મારી આંખો મને તે એકદમ દેખાડે

છે. જો કંઈ સુંઘવાની ઇચ્છા થાય, તો મારું નાક તે મારે માટે સુંઘે છે."

૧૦ આ દશ નોકર હમેશાં તૈયાર છે. મારે કંઇ ચીજ કરવાને તેમને બે વખત કહેવું પડતું નથી. વ્યંકટના નોકરો જે જે કરી શકે છે, તે તે મારા નોકરો પણ મારે માટે કરી શકે છે."

૧૧ જ્યારે મેહેતાજીએ આ સાંભળ્યું ત્યારે તે બહુ ખુશી થયા તેણે કહ્યું "શાબાશ! દુનિયામાં તમારા ઉત્તમ નોકરો છે. જ્યાં સુધી તમે તેમના પર વિશ્વાસ રાખો છો અને બાહ્રત નોકર પર નહિ રાખો ત્યાં સુધી દુનિયામાં તમે, છોકરા, સારી રીતે આગળ વધી શકશો અને કામ કરી શકશો."

## પ્રશ્નની નિશાની.

જ્યારે આપણે કંઈ પૂછીએ છીએ ત્યારે જે આપણે બોલીએ તે એક પ્રશ્ન હોય છે. સવાલને છેડે "?" આવી નિશાની હોય છે, તેને (માર્ક ઑફ ઇન્ટરોગેશન) પ્રશ્નાર્થ નિશાની કહેવાય છે. (ઇન્ટરોગેશન) એટલે પ્રશ્ન કહેવાય છે. તેને (ક્વેશ્ચન) સવાલની નિશાની પણ કહી શકાય. દરેક સવાલને છેડે "?" નિશાની હોવી જોઇએ.

એક્સરસાઇઝીઝ:—

૧ ચોપડીમાં આપેલ વાક્યમાં એકવચનના શબ્દને બદલે બહુવચનના શબ્દ મૂકો:—

[ I–we; This–these; is–are; book–books; my–our; He–they; me–us; him–them, knife–knives; She–they; her–their chair–chairs. ]

3 Said ને બદલે asked વાપરી વાક્ય ફરીથી લખો.

[ Venkata asked Dasa if he did not wish that he were rich ]

૪ અધુરું વાક્ય પૂરું કરો.

૫ આપેલ વાક્યમાં સર્વનામ જે નામની જગ્યાએ હોય તે નામ જણાવો.

૬ આપેલ વાક્યો પ્રશ્ન તરીકે લખો.

[ Was Dasa poor ? Is that nothing ? Did he say so ? Did he hear what they said ? Did he know Dasa was a good boy ? ]

૭ આપેલ શબ્દોને વાક્યમા વાપરી વાક્યો લખો.

પ્રશ્નાવળી:—

Why could Venkata keep servants ?
Why did Dasa cook food for his father ?
What did Venkata think of Dasa ?
Did Dasa ever tell a lie. ?
Who heard them talking ?
What does Dasa say about Venkata's servants ?
What does he say of his own servants ?
What were Dasa's servants ?
Which servants are to be more trusted in the world ?

---

## 16 Belling the Cat બિલાડીને ઘંટ બાંધવા વિષે.

I Merry મેરિ–a. રમુજી, આનંદી Mice માઇસ–n. ઉંદર (બહુવચન)
Cruel ક્રુઅલ–a. ક્રૂર Cruel cruel બહુજ ક્રૂર, ઘાતકી.
Was lying–વૉઝલાઇંગ–v. પડી રહેલી હતી. Few ફ્યુ–a. થોડાજ
2 Catches–કૅચીઝ–v. પકડે છે Sad, sad બહુજ ખેદજનક
Fate ફેઇટ n. નસીબ Early and late જ્યારે ત્યારે, હરઘડી. [અવાજ.
Softly સૉફ્ટલી–ad ધીમેથી, અવાજ કર્યા વગર Sound સાઉન્ડ–n.

Creeps ક્રીપ્સ-v. પેટે ચાલે છે. Alarm એલાર્મ-n. ભયની ચેતવણી.
To warn ટુવૉર્ન-v. ચેતવવાને She's-She is
Save-સેઇવ-v. બચાવવું Harm-હાર્મ-ઈજા, નુકશાન.
3 Another-અનધર pro બીજો To find શોધી કાઢવાને
To stop ટુસ્ટૉપ્-v. અટકાવવાને. Tiny ટાઇનિ-a નાનું
I' ve-I have To suit-ટુસુટ-v. યોગ્ય થવાને, [બંધ બેસવાને
Case કેઇસ-n. બાબત Should tie-બાંધવું જોઇએ.
Bell બેલ-n. ઘંટ Movements-મુવ્મેન્ટસ n હિલચાલ.
Will ring વિલરિંગ-v. વાગશે Stirs સ્ટર્સ-v. ચાલે છે.
Most plainly-બહુજ સ્પષ્ટ રીતે
Get out of the way-રસ્તામાંથી દૂર થાઓ.
4 Quick ક્વિક-a ચાલાક Need live નીડલિવ-v. રહેવું જોઈએ.
No longer નોલૉન્ગ ર-વધારેવાર નહિ. Free ફ્રી-a. સ્વતંત્ર.
Will pass વિલપાસ-v. પસાર થશે Merrily મેરિલી-ad આનંદથી
5 Agreed ઍગ્રીડ-v. કબુલ થયા Every one-દરેક જણ.
Surely શ્યૉરલી-ad ચોકસ To be done-કરવાનું
6 Wise વાઇઝ a. ડાહ્યો Place પ્લૅઇસ-n. જગ્યા.
Slowly-સ્લોલી-ad. ધીમેથી Grave-ગ્રેઇવ a. ગંભીર.
Plan-પ્લૅન-n. યુક્તિ Quite ક્વાઇટ-ad તદ્દન
7 Offer-ઑફર v.-આપવા કહેવું, બ્હાર પડવું Nobody-નોબડિ-કોઈ નહિ
Silence સાઈલેન્સ-n. ચૂપકી Dreadful ડ્રેડફુલ-a. ભયંકર
Silly સિલિ-a. મૂર્ખાઈ ભરેલું. Don't you તમે ધારતા નથી.
Don't-do not

૧. કેટલાક નાના રમુજી ઉંદરો રમવાને બહાર દોડી જતા, પણ એક ક્રૂર બિલાડી તેમના રસ્તામાં પડી રહેતી. તે ઘણા જતા; થોડા પાછા આવતા,

પોતે કંઇ કરી શકે કે કેમ તે જોવાને (વિચારવાને) તેઓ એકઠા થયા.

૨ તેણી આપણને પકડીને ખાઇ જાય છે—બહુજ કમનસીબ (ની વાત) છે. તે વારેઘડીએ આપણી પાછળ હંમેશાં (લગુજ) છે; તેણી બહુજ ધીમેથી આવે છે, આપણે તેણીને (આવતી) કદી સાંભળી શકતા નથી, તેણી અવાજ કરતી નથી, પણ વધારે ને વધારે નજદીક આવતી જાય છે; ભયની ચેતવણી આપવાને, તેણી આવે છે એવી ખબર આપવાને અને આપણને (થતા) નુકશાનમાંથી બચી જવાને માટે આપણે શું વિચાર કરી શકીએ?

૩ એક ઉંદરે બિલાડીને અટકાવવાને આમ કહ્યું, બીજાએ તેમ કહ્યું. આખરે એક નાના ચહેરાવાળો નાનો ઉંદર બોલ્યો, "આ બાબતને બંધ બેસે તેવું મેં કંઈક વિચારી કાઢ્યું છે બિલાડીની હિલચાલ જણાવવાને તેણીની ગરદનની આસપાસ આપણે એક નાની ચકચકિત ઘંટડી બાંધવી જોઇએ. જ્યારે તેણી ચાલશે ત્યારે તે વાગશે અને બહુજ સ્પષ્ટ રીતે કહેશે કે 'તેણી આવે છે! તેણી આવે છે! રસ્તામાંથી ખસી જાઓ!'

૪ આપણે ઉંદર સાંભળવામાં ઘણા ચાલાક છીએ, આપણે વધારે વખત ભયમાં રહેવાની જરૂર નથી. આપણે સુખી, આનંદી અને સ્વતંત્ર બનીશું! આપણા બધા દિવસ આનંદમાં જશે!

૫ ઉંદરોએ કહ્યું "વાહ! વાહ!" તે બધા કબૂલ થયા. ખરેખર તે બહુજ ઉત્તમ કરવા યોગ્ય કામ હતું!

૬ પછી એક ડાહ્યા ઘરડા ઉંદર પોતાની જગ્યાએ ઉભો થયો અને બહુ ગંભીર ચહેરાથી ધીમેથી બોલ્યો "યુક્તિ (બહુજ) સરસ છે, હું વદન ને માનુંછું, પણ બિલાડીને ઘંટ બાંધવા બહાર કોણ આવશે?"

૭ એક બીજા સામુ (ઉંદરો) જોઇ રહ્યા. કોઇ હાલ્યું ચાલ્યું નહિ. ચૂપકી ભયંકર હતી, કોઈ એક શબ્દ પણ બોલ્યો નહિ! પછી ઘરડા ઉંદરે કહ્યું "હું ધારું છું કે જે કોઈ ન કરી શકે તે બાબત કહેવું તે મૂર્ખાઇ ભરેલું છે, નહિ વારુ?"

## પ્રશ્નો અને સામાન્ય વાત.

જ્યારે આપણે કંઈક વાત કરતાં હોઈએ ત્યારે તે Statement (સ્ટેઈટ્‌મેન્ટ) કહેવાય છે. જેમકે જ્યારે The mice are playing.
જ્યારે આપણે પૂછીએકે Are the mice playing? ત્યારે તે Question (ક્વેશ્વન) પ્રશ્ન છે.

એક્સરસાઈઝીઝ:—

2 [ Did they run-? Did many mice go out? Did few mice come-? Did the cat catch them? Did the cat lie hid? Did the mice meet? ]

3 [ The cat went-; I am awake; she is your sister; they are coming; they can come; the cat is coming; She will catch us, we can do nothing. ]

5 [ The little mouse *told the rest* that *he had* thought of something ] ધ્યાનમાં રાખો કે Said' ના કર્મને to લાગે છે પણ told પછી સીધું કર્મજ મૂકાય છે. જેમકે Said to the rest

6 [ They went out-*in number*-many; they came back-*in number*-few ] [ Another *said* that ] [ I think, don't you *think so*? ]

8 કવિતાની છેલી બે લીટી કવિતાના રૂપમાંથી બદલી ગદ્યના રૂપમાં ગોઠવી લખો.

[ Then the old mouse said, "I think it is silly to speak of what no one can do, don't you?" ]

**પ્રશ્નાવળી:—**

What are the mice doing?

How can the mice run out of the room?

(–by hearing the sound of the bell)
What is the string tied to the bell for?
What is there behind the mice?
Write out this story in your own words.
What does this lesson teach you?

---

## 17 The Boy and the Judge છોકરો અને ન્યાયાધીશ.

1 Eight years old–આઠ વર્ષની ઉમરનો Under અન્ડર pre નીચે
Judge–જજ–n. ન્યાયાધીશ. Now and then–વારંવાર
Felt happy–ફેલ્ટહૅપ્પી–સુખ પામ્યો.
2 How old–કેટલી ઉમરનો Birthday–બર્થડે–n. જન્મ દિવસ
3 Alone એલોન a. એકલો Early–અર્લિ ad. વહેલો
Dressed ડ્રેસ્ડ–v. કપડા પહેર્યા Carefully કેરફુલ્લી–ad સંભાળથી
Put on પુટઑન v. પહેર્યું Clean ક્લીન a સ્વચ્છ
White વ્હાઇટ a સફેદ Shirt–શર્ટ–n. ખમીસ.
Jacket જૅકેટ–n. જાકીટ Set off–સેટઑફ–v. નીકળ્યો.
Out side the gate દરવાજા બહાર Waited વેઇટેડ v. રાહ જોઈ
Walking–stick વૉકિંગસ્ટીક–n. ફરવા જવાની લાકડી.
Good–bye ગુડબાય–જુદા પડતી વખતે સલામીનો શબ્દ.
Before બીફોર–ad પહેલાં Ought to say કહેવું જોઈએ.
Only ઓન્લી–ad ફક્ત, કેવળ, માત્ર Mean–મીન–v નો અર્થ હોવો
Short way–ટુંકી રીત Ought to have said કહેવું જોઈતું હતું
Good morning–પહેલીવાર મળતી વખતે સલામીનો શબ્દ.
Should come શુડકમ–v. આવું About અબાઉટ–લગભગ
Good-day દિવસના ૧૦ થી બે વાગ્યા સુધીમાં સલામીનો શબ્દ

Afternoon આફ્ટરનૂન-n. બપોર
Good night સાંજના કે રાત્રે સલામીનો શબ્દ
May be staying રહેતાં હોય Good evening સાંજની સલામી.
How are you તમને કેમ છે ? How do you do-તમારે કેમ ચાલે છે ?
Present પ્રેઝન્ટ-ભેટ, બક્ષીસ Wish વિશ-v. ઈચ્છવું
Return રીટર્ન-n. પાછું આવવું તે
Thank you-તમારો આભાર માનું છું
It is very kind of-ની બહુ ભલાઈ છે.
Will try to read વાંચવાને યત્ન કરીશ. Right-રાઈટ-a. યોગ્ય
Understand અન્ડરસ્ટૅન્ડ-v. સમજવું Ask આસ્ક v. કહો, પૂછો
Full of stories વાર્તાથી ભરેલી. Question ક્વેશ્ચન-n. સવાલ.
By all means-અલબત, બેલાશક, ખુશીથી.

૧ રામુ આઠ વર્ષની ઉમરનો એક નાનો છોકરો હતો. તે ઇંગ્લીશમાં વાત સારી રીતે કરી શકતો હતો. તેનો બાપ એક અંગ્રેજી ન્યાયાધીશની નીચે કારકુન હતો. તે વારંવાર ન્યાયાધીશને મળવા જતો હતો. એક દિવસ સાંજે તે રામુને પોતાની સાથે લઇ ગયો. ન્યાયાધીશ તેના તરફ બહુ પ્રીતિથી બોલ્યો અને રામુ બહુ સુખ પામ્યો.

૨ ન્યાયાધીશે રામુના બાપને પૂછયું " તમારા છોકરાની શી ઉમર છે ? તેણે જવાબ આપ્યો "સાહેબ, આવતી કાલે રામુ આઠ વર્ષની ઉમરનો થશે." ન્યાયાધીશે કહ્યું, " અરે, ત્યારે તો કાલ તેનો જન્મદિવસ થશે. કાલે તે ભલે આવે અને મને મળે. સવારમાં છ વાગે હું ફરવા જઉં છું, ત્યારે તેને મોકલજો. " બાપે પૂછયું " હું (પણ) તેની જોડે આવું ? " ન્યાયાધીશે કહ્યુ " ના, તે એકલો ભલે આવે. "

૩ બીજે દિવસે રામુ બહુ વહેલો ઉઠયો, અને બહુ કાળજીથી તેણે લુગડાં પહેર્યાં. તેણે એક સ્વચ્છ સફેદ ખમીસ અને જાકીટ અને એક નવી ટોપી પહેરી. પછી તે ન્યાયાધીશના ઘર તરફ રવાના થયો. જ્યારે તે ત્યાં પહોંચ્યો,

ત્યારે તે દરવાજા બહાર ઉભો અને થોભ્યો. છ વાગે ન્યાયાધીશ ફરવાને
બહાર આવ્યા. તેના એક હાથમાં એક ચોપડી અને બીજા હાથમાં ફરવા
જવાની લાકડી હતી. જ્યારે તેણે રામુને જોયો ત્યારે તે શાંત ઉભા
અને હસ્યા.

રામુ—" ગુડબાય " સાહેબ.

જજ:—" ગુડમૉર્નિંગ " રામુ ! હું તારી જોડે વાત કરૂં તે પહેલાંજ નાસી
જાય છે કે શું ?

રામુ—અરે ના સાહેબ, હું તો આપને મળવા આવ્યો છું.

જજ:—ત્યારે " ગુડબાય " કેમ કહે છે ?

રામુ—ગઈ કાલે જ્યારે અમે જતા રહ્યા ત્યારે બાપાએ આપને " ગુડબાય "
કહ્યું અને આપે પણ " ગુડબાય " કહ્યું તેથી મેં ધાર્યું કે જ્યારે હું
આપને મળું ત્યારે મારે પણ " ગુડબાય " કહેવું જોઇએ

જજ:—ના, ના, બચ્ચા જ્યારે અમે જતા હોઇએ ત્યારેજ " ગુડબાય " કહીએ
છીએ. જ્યારે તું કોઈને મળે ત્યારે તારે " ગુડબાય " કહેવું ન જોઇએ.

રામુ:—સાહેબ, " ગુડબાય " નો અર્થ શું થાય છે ?

જજ:—" ગુડબાય " એ " પ્રભુ આપની સાથે રહો " એમ કહેવાની ટુંકી
રીત છે.

રામુ:—સાહેબ, જ્યારે મેં આપને જોયા ત્યારે મારે શું કહેવું જોઈએ તે મહે-
રબાની કરી મને કહેશો ?

જજ:—તારે " ગુડમૉર્નિંગ સર " કહેવું જોઇતું હતું.

રામુ:—અને હું જો આપને બાર વાગે મળવા આવું, તો ત્યારે મારે શું કહેવું
જોઈએ સાહેબ ?

જજ:—જો તું આશરે બાર અને બે વાગ્યાની વચ્ચે કોઈ વખતે મળવા આવે
તો તારે " ગુડડે " કહેવું જોઇએ. અને બપોર હોય તો " ગુડઆફ્ટર-
નુન " કહેવું જોઇએ

રામુઃ—સાહેબ, જ્યારે હું આપને મળું ત્યારેજ મારે "ગુડમૉર્નિંગ સર" કહેવું જોઈએ અને જુદા પડું ત્યારે નહિ?

જજઃ—અરે ના, તું જ્યારે આવે અને જાય ત્યારે બન્ને વખતે "ગુડમૉર્નિંગ સર" કહી શકે. અથવા જતી વખતે "ગુડબાયસર" પણ કહી શકે. પણ જ્યારે કોઇને મળે ત્યારે "ગુડબાય" કદી કહેતો નહિ.

રામુઃ—રાત્રે મારે શું કહેવું જોઇએ સાહેબ?

જજઃ—જ્યારે તું જતો રહેતો હોય ત્યારે "ગુડનાઈટ" કે "ગુડબાયસર" કહી શકે. અને રાત્રે જ્યારે તું સુવા જાય ત્યારે તારા બાપ, મા, બ્હેન, ભાઈ અને જે કોઈ ઘરમાં રહેતાં હોય તેને "ગુડનાઈટ" કહેવું જોઇએ.

રામુઃ—સાહેબ, કોઈ મિત્ર કે જેને હું બહુ સારી રીતે જાણતો હોઉં તેને હું મળું ત્યારે મારે શું કહેવું જોઇએ તે આપ કૃપા કરી કહો.

જજઃ—તું તેને "ગુડમૉર્નિંગ, ગુડડે-કે ગુડ ઈવનિંગ" કહી શકે. અથવા "હાઉ આર યુ કે હાઉ ડુયુડુ" કહી શકે.

પણ રામુ આજે તારો જન્મ દિવસ છે નહિ વારૂ? જો આ તારે માટે એક ચોપડી છે. હું તને તે વર્ષગાંઠની ભેટ તરીકે આપું છું. અને આવા સુખી દિવસો બહુ વાર ફરી ફરી આવે એવી ઇચ્છા રાખું છું.

રામુઃ—સાહેબ, આપનો આભારી છું. આ સુંદર ચોપડી મને આપવામાં આપની બહુ ભલાઈ છે. હું તે વાંચવા યત્ન કરીશ.

જજઃ—તે ખરૂં છે, રામુ. જો તું તદ્દન ન સમજી શકે, તો તારા બાપાને તને મદદ કરવા કહેજે. તે વાર્તાથી ભરેલ એક ચોપડી છે.

રામુઃ—મહેરબાન સાહેબ, આપને એક વધારે પ્રશ્ન કરૂં?

જજઃ—ખુશીથી, રામુ, પૂછ.

રામુઃ—સાહેબ, "આવા આનંદી દિવસો બહુ વાર ફરીને આવે" તેનો અર્થ શું?

જજઃ—રામુ, એક મિત્રને જન્મદિવસે જે કહીએ છીએ તે તે છે. તેનો અર્થ એ

છે કે "તમે ઘણા વર્ષ જીવો." "આવા જન્મદિવસ આપને ત્યાં ભલે ફરી ફરીને ઘણીવાર આવે." "દરેક વખતે તમે સુખી થજો" હવે મારે ફરવા જવું જોઇએ. તેથી હવે તું ઘેર પાછો જા.

રામુઃ—સાહેબ આપનો આભાર માનુ છું. "ગુડબાય સર"

---

જ્યારે કોઈ શબ્દ કે શબ્દોપર કોઇનું ધ્યાન ખેંચવાનું હોય છે ત્યારે આપણે તે શબ્દ કે શબ્દોને હાથથી લખતાં હોઇએ તો તેમની નીચે લીટી મૂકીએ છીએ અથવા છાપેલ હોય ત્યારે તે શબ્દો વાંકા લખવામાં આવે છે તેને Italics ( ઇટાલિકસ ) કહે છે.

એકસરસાઇઝીઝઃ—

1 Did Ramoo feel–?, Did he go–? Did he take–? Did he speak–?

3 The judge asked Ramoo's father how old his son was.

5 By all means, Ramoo, do ask me one more question.

**પ્રશ્નાવળીઃ—**

When did the judge go for his walk ?
Why did Ramoo get up early ?
Why did he go to the judge's house ?
What did Ramoo say to the judge when he saw him ?
How did the judge correct him ?
What do we say to a friend ?
Why did the judge give Ramoo a book ?
What do we say to a friend on his birthday ?
What does good-bye mean ?

## 18 The Clever Crow ચતુર કાગડો.

1 Began to think વિચાર કરવા લાગ્યો. Flew-ફ્લ્યુ v. ઉડ્યો.
2 Drop-ડ્રૉપ n. ટીપું, બિંદુ. I 've found-I have found.
3 Bottom-બૉટમ n. તળીયું. Hops off-હૉપ્સ ઑફ્ફ v. કૂદે છે.
Branch-બ્રૅાન્ચ n. ડાળી. Flies-ફ્લાઇઝ v. ઉડે છે.
To quench-ટુ ક્વેન્ચ v. છીપાવવું, શાંત કરવું. Thirst-થર્સ્ટ n.તરસ.
4 Alas-ઍલાસ inter-અફસોસ. Low-લૉ ad. નીચું.
'T is-It is All invain-બધું નકામું.
To stretch-ટુ સ્ટ્રેચ v. ખેંચાવું. Strain-સ્ટ્રેઇન v.તરફડીયાં મારવા
To stretch and strain-તરફડીયાં-ફાંફાં મારવાં.
5 Turn over-ઉંધું વાળવું. Pushed-પુશ્ડ v. ધકેલ્યું
Strength-સ્ટ્રેંગ્થ n. બળ, જોર. Gave up-ગેઇવઅપ છોડી દીધું
6 At length-ઍટલેન્ગ્થ ad. આખરે. Weight-વેઇટ n. વજન.
Far too great-હદથી વધારે મ્હોટું. I'm-I am.
7 Entered-એન્ટર્ડ v. દાખલ થયો. Black head-કાળું માથું.
Cawed-કૉડ v. કાકા કર્યું. Aloud-એલાઉડ ad. મ્હોટેથી.
8 Joy-જૉય n. આનંદ, ખુશાલી. Pebbles-પેબલ્સ n. કાંકરા.
Bill-બિલ્લ n. ચાંચ. Fetching-ફેચિંગ v. લાવીને.
Rise-રાઇઝ v. ચડવું, ઉપર આવવું. Just six-બરાબર છ.
9 'Tis brimming o'er-છલકાઇ જાય છે. Thus-ધસ ad. આ પ્રમાણે.
Skill-સ્કિલ n. ચાતુર્ય, ચતુરાઇ, યુક્તિ.
Avails-અવેઇલ્ઝ v. લાભ આપે છે. Fails-ફેઇલ્ઝ v. નિષ્ફળ જાય છે
Patience-પેઇશન્સ v. ધીરજ, ખામોશ. Wins-વિન્ઝ v. જીતે છે.
Mere-મીઅર a. કેવળ, એકલું, ફક્ત.

૧ એક બહુ ગરમીવાળા દિવસે એક નાનો કાગડો પીવાને કંઈ પાણી

મેળવી શકયો નહિં તે નાનો કાગડો કયાં જવું તે જાણી શકયો નહિ. તે શાંત બેઠો અને વિચાર કરવા લાગ્યો.

૨ પછી તે એક ઝાડેથી બીજે ઝાડે આમતેમ ઉડયો, પણ એક વાડી પાસે આવ્યો ત્યાં સુધી તે કયાંય એક (પાણીનું) ટીપું (પણ) જોઇ શકયો નહિ–તે વાડીમાં જમીનપર એક વાસણ હતું. તેણે વિચાર્યું "આહ! હવે મને પાણી મળ્યું છે."

૩ તળીએ પાણી ચળકતું અને સ્વચ્છ હતું; કાગડાએ વિચાર્યું "હું તે પાણી મેળવીશ. કંઈ બીહવાનું નથી; તેથી તે ડાળી પરથી કૂદે છે, અને નીચે ઉડે છે, અને પોતાની તરસ શાંત પાડવા એકદમ યત્ન કરે છે. અફસોસ! પાણી જોઇએ તેથી વધારે નીચું છે, ફાંફાં મારવાં તે બધાં નકામાં છે, એવી રીતે તે પાણીને પહોંચી શકે નહિ.

૫ પછી તે બોલી ઉઠયો "હું તેને ઉંધુ વાળીશ." અને પોતાના બધા બળથી તેને ધકેલ્યું. તે નીચું ધકેલવાને તેણે ફોકટ યત્ન કર્યો. પછી આખરે તે તેણે છોડી દીધો.

૬ તેણે કહ્યું "હું ધારૂં છું આમ બની શકે નહિ, વાસણનું વજન જોઇએ તેથી બહુજ વધારે છે. હું યત્ન કરવાનું ચાલુ રાખીશ નહિ! તોપણ તરસથી હું મરણ તોલ થતો જઉં છું!

૭ આખરે એક વિચાર તેના નાના કાળા માથામાં દાખલ થયો. તેણે ખુશાલીથી મ્હોટેથી કાકા કર્યું અને કહ્યું "હું જાણું છું કે હું નીચે પાણી સુધી જઈ શકીશ નહિ, પણ હમણાં જ હું પાણીને મારી પાસે આવતું બનાવીશ!"

૮ તેથી પોતાની ચાંચમાં કાંકરા લાવીને એ બહુ ડાહ્યો કાગડો જ્યાં સુધી પાણીને ચડતું જુએ ત્યાં સુધી તેમને એક પછી એક નાંખે છે.

૯ બરાબર છકાંકરા વધારે! તે છલકાઇ જાય છે, અને હવે તે પાણી પી લે છે. આ પ્રમાણે યુકિત જ્યાં એકલું બળ નિષ્ફળ જાય છે ત્યાં લાભ આપે છે, અને ધીરજ દિવસ (ના કાર્યમાં) જીતે છે.

---

Fullstop-ફુલસ્ટૉપ-પૂર્ણવિરામ. The comma-ધ કૉમા-અલ્પવિરામ.

જ્યારે આપણે એક વાક્ય લખીએ છીએ ત્યારે તેને છેડે એક ચિન્હ મૂકીએ છીએ તેને પૂર્ણ વિરામ કે Full stop ( ફુલ સ્ટૉપ ) કહીએ છીએ. પૂર્ણ વિરામ પછીના વાક્યનો પહેલો અક્ષર Capital મ્હોટો હોય છે.

દરેક લાંબા વાકયમાં જ્યાં ઘણા ભાગ હોય છે ત્યાં અર્થ સ્પષ્ટ કરવાને દરેક ભાગની પછી comma અલ્પવિરામ મૂકવામાં આવે છે. તે નિશાની આગળ આપણે બહુ અટકતા નથી, પણ જરા અટકીએ છીએ.

એકસરસાઈઝીઝઃ—

4 Did she fly-? Did she begin to think ? Does she fly?

5-so that the crow cannot turn it over.

-too heavy for the crow to turn it over.

6 It is put for (1) to stretch and strain (2) the pot (3) the act of turning the pot over (4) Water.

પ્રશ્નાવળીઃ—

Write in your own words the story of the Clever Crow.
Why was the Crow thirsty ?
What did he do to quench his thirst ?
Could he find any water ?
Where and how could he find it ?
How could he drink water ?
What is the moral of the story ?

# 19 Against Bad Language.
## ખરાબ ભાષા વિરૂદ્ધ.

'Against–અગેન્સ્ટ pre. વિરૂદ્ધ, સામે. Language–લૅન્ગ્વેજ n. ભાષા, શબ્દો.
Bad language–અપશબ્દો, ખરાબ ભાષા.

1 Used to go–જતો હતો. The only son–એકનો એકજ પુત્ર.
Parents–પેરન્ટસ n. માબાપ. Sent word–કહેવડાવ્યું, સંદેશો મોકલ્યો.
Behave–બીહેઈવ v. વર્તવું. Badly–ad. ખરાબ રીતે.

2 Breakfast–બ્રેક્ફાસ્ટ n. નાસ્તો ( સવારનો ).
Was just going to school–નિશાળે જવાની તૈયારીમાં હતો.
Called out to him–તેને બૂમ પાડી બોલાવ્યો.
Wait a minute–જરા થોભ.

3 Door-step–બારણાનું પગથીઉં. Close by–પાસે, નજદીક.
To listen–ટુ લિસન v. ધ્યાન દઈ સાંભળવું.
Sorry–સૉરી adj. દીલગીર.

4 Dropped–ડ્રૉપ્ડ v. નાંખી, પછાડી. Drop–ડ્રૉપ v. નાંખવું.
Floor–ફ્લોર n. જમીન. Abused–અબ્યુઝ્ડ v. ગાળો દીધી.
In return–ઇન રીટર્ન–બદલામાં. Noise–નૉઈઝ n. અવાજ.
Called me bad names–મને ખરાબ ગાળો દીધી, અપશબ્દો કહ્યા.
I too did the same–મ્હેં પણ તેમજ કર્યું.
Got angry–ગૉટ ઍન્ગ્રિ–ગુસ્સે થયા. Both–બોથ pro. બેઉ.

5 Dirt–ડર્ટ n. ધૂળ, કચરો Defile–ડીફાઈલ v. બગાડવું, ભ્રષ્ટ કરવું.

6 Mind–માઈન્ડ v. ધ્યાન આપવું.

7 Promise પ્રૉમીસ n. વચન. Kept–કેપ્ટ v. પાળ્યું, રાખ્યું.

૧. રામ નામનો નાનો છોકરો હંમેશાં નિશાળે જતો હતો. તે આઠ વર્ષની ઉમરનો હતો અને તેનાં માબાપને તે એકનો એક છોકરો હતો, (તેથી)

તેઓ તેને બહુ ચાહતા હતા. એક દિવસ તેના શિક્ષકે તેના બાપને કહેવડાવ્યું કે રામ નિશાળમાં ખરાબ રીતે વર્ત્યો છે.

૨. બીજે દિવસે સવારે પોતાનો નાસ્તો ખાધા પછી જ્યારે તે હાથમાં ચોપડીઓ લઇ નિશાળે જવાની તૈયારીમાં હતો ત્યારે તેના બાપે તેને બૂમ પાડી કહ્યું 'રામ જરા થોભ, મારે કંઈ તને કહેવું છે.'

૩. જ્યારે તેની માએ આ સાંભળ્યું ત્યારે જે કહેવાનું હતું તે સાંભળવાને બારણાના પગથીયાપર નજદીક ઉભી રહી. તેના બાપે કહ્યું "તારા શિક્ષક મને કહે છે કે ગઈ કાલે તું ખરાબ રીતે વર્ત્યો છે. હું આ સાંભળી બહુ દીલગીર થઉં છું. તેં શું કર્યું હતું?"

૪. રામે જવાબ આપ્યો "મ્હેં કંઈ ખોટું (કામ) કર્યું નથી. મેં ગોવિંદની ચોપડી જમીન પર પાડી નાંખી અને તેણે મને ગાળ દીધી, અને તેથી મેં સામી (બદલામાં) ગાળ દીધી. તેણે અવાજ કરી મૂકયો, અને મને અપશબ્દો કહ્યા. મ્હેં પણ તેમજ કર્યું. બાપુજી, આ શું ખોટું હતું? ગોવિંદ અને મારી પર–બન્નેની પર–શિક્ષક ગુસ્સે થયા."

૫. તેના બાપે જવાબ આપ્યો, "બેટા તેં ખોટું તો કર્યુંજ, તારા શિક્ષકનું કહેવું વાજબી છે. તારે કદી કોઇને ગાળ ન દેવી જોઇએ. સારો છોકરો બીજાઓ તેને ગાળ દે તોએ પોતે બીજાને ગાળ દેતો નથી. સારા છોકરાના મ્હોંમાંથી કદી અપશબ્દો નીકળવા ન જોઇએ. ખરાબ શબ્દો ધૂળ જેવા છે, તે તમને ભ્રષ્ટ કરે છે. બેટા ફરીથી કદી અપશબ્દો બોલતો નહિ."

૬ તેની માએ કહ્યું "તે ખરૂં છે. માત્ર ખરાબ છોકરાઓજ અપશબ્દ બોલે છે. બેટા, ત્હેં તારા બાપાને અપશબ્દો વાપરતાં સાંભળ્યા છે? તે જે કહે છે તે ધ્યાનમાં રાખ, અને તેમના કહેવા પ્રમાણે કર."

૭ રામ સારો છોકરો હતો. તે તેના માબાપને ચાહતો હતો, અને તેમને રાજી રાખવા ઈચ્છતો હતો. તેણે કહ્યું "બાપુજી, ફરીથી કદી એકપણ અપશબ્દ બોલીશ નહિ." અને તેણે પોતાનું વચન પાળ્યું.

## Adjective-ઍડ્‌જેક્ટિવ્-વિશેષણ.

નામની આગળ તેમનું વિશેષ વર્ણન અથવા તેમની વધારે સમજ કે સ્પષ્ટીકરણ કરવા જે શબ્દ મૂકાય છે તે વિશેષણ adjective કહેવાય છે. adjective એટલે "હમેશાપેલ." જ્યાં જ્યાં વિશેષણ હોય ત્યાં ત્યાં અવશ્ય કોઇ નામ હોવું જ જોઇએ, કે જેના તે વિશેષણ ગુણ, કે જાત બતાવતું હોય.

ઍકસરસાઈઝીઝઃ—

2 [ His father asked Rama to wait a minute, as he had something to say to him ( Rama ). ]

4 આ વિશેષણો વાપરી શકાયઃ—Shady, red, dry, bright, dark, good, silly, old.

5 [ sweet, nice, blue; green; white; black, red; dear; good ].

**પ્રશ્નાવળીઃ—**

What is this lesson about?

How did Rama's father know that he ( Rama ) had behaved badly in school?

What mischief ( તોફાન ) was done by him?

Whose book did Ra'ma drop?

What was the result of dropping it?

What does Ra'ma's father say to him?

What advice does his mother give him?

Why did Ra'ma keep his promise?

# 20 The Dog in the Manger.
## બીડમાંનો કુતરો.

1 Had worked very hard–સખ્ત કામ કર્યું હતું.
Dinner–ડિનર n. ખાણું, ખોરાક. Hay–હે n. સૂકું ઘાસ.
Manger–મેઇન્જર n. બીડ, ઘાસની ગંજી.
Stranger–સ્ટ્રેન્જર n. અજાણ્યું Voice–વૉઇસ n. અવાજ
Nap–નૅપ્ n. ઝોકું. I'm taking=I am taking.
Can't=cannot.

2 Weather–વેધર n. હવા. I will keep–હું રહીશ.

3 Snapped–સ્નૅપ્ડ v. બાચકા ભર્યા. Snarled–સ્નાર્લ્ડ v.ધુરકીયાં કર્યા.
Quietly–કવાયેટલી ad. ચૂપકીથી Turned round–પાછો ફર્યો.
Hungry–હંગ્રિ adj. ભૂખ્યો. At all–ઍટ ઑલ ad. બીલકુલ
Selfish–સેલ્ફિશ adj. સ્વાર્થી Danger–ડેન્જર n. ભય, જોખમ.
Of being called–કહેવાવાનો.

૧. એક ઘરડો બળદ આખો દિવસ સખત કામ કરી સાંજે પોતાનું ઘાસનું ખાણું ખાવાને ઘેર આવ્યો. પણ જ્યારે તે પાસે આવ્યો અને પોતાની ગંજીમાં જોયું ત્યારે પોતાના ખાણાની ઉપર એક અજાણ્યાને તેણે જોયો અને એક ગુસ્સા ભર્યો અવાજ બોલ્યો "બાઉ! વાઉ! વાઉ! હું ઉંઘું છું. તું હમણાં અહીં આવી નહિ શકે."

૨. બળદે કહ્યું, "પણ કુતરા, તું ઘાસ ખાઇ શકતો નથી." કુતરાએ કહ્યું, "હા, હા, હું તે જાણું છું, જતો રહે. હવા ગરમ છે અને મારે ઉંઘવું છે, તું જુવે છે તે પ્રમાણે હું અહીં છું અને અહીંજ રહીશ"

૩. તે બચકાં ભરવા મ્હોં લંબાવવા લાગ્યો, અને ધુરકીયા કરવા લાગ્યો, અને લડવા લાગ્યો. તેથી તે બળદ કે જે સારી રીતે જાણતો હતો

કે કુતરો કેવી રીતે કરડે છે, તે પાછો ફર્યો અને ભુખ્યો ચાલ્યો ગયો, અને તે દિવસે તેને જરા પણ ખાણું મળ્યું નહિ.

જે સ્વાર્થી હોય છે તે "ગંજીમાંનો કુતરો" કહેવાવાના ભયમાં રહે છે.

Adjective-વિશેષણ (ચાલુ)

વિશેષણ નામની જોડે સંખ્યા કે જથ્થો બતાવવા, કેવું છે તે બતાવવા, અથવા ઓળખાવવાને માટે વપરાય છે.

1 [ Sharp; sweet; large; high; bright; hungry ]
2 [ Wall; tail; rose; face; big; book; pen; slates; trees; mangoes ].
5 [ The ox told the dog that he could not eat hay ].
7 (2) Barked.

---

## 21 A good Bargain—સારૂં સાટું.

1 Bargain-બાર્ગેઈન્ n. સાટું, સોદો. Bazar-બઝાર n. બજાર, ચૌટું.
To buy-ટુ બાય v. ખરીદવાને. Sweetmeat-સ્વીટમીટ n. મીઠાઈ.
2 How much-હાઉમચ adj. કેટલા. Money-મની n. પૈસા.
To buy with-વડે ખરીદવાને. Annas-આનાઝ n. આના.
4 So much-એટલા બધા. Where-વ્હેર ક્યાંથી
Where did......money તમે એટલા બધા પૈસા ક્યાંથી મેળવ્યા?
5 Goldsmith-ગોલ્ડસ્મીથ n. સોની. Just-જસ્ટ adv. હમણાંજ
Sold-સોલ્ડ v. વહેચ્યો. For two annas-બે આને.
6 Paid-પેઈડ v. પૈસા આપ્યા. Bought-બૉટ v. ખરીદ્યું.
Might have bought-ખરીદ્યા હોત.

7 A little fellow-નાનો છોકરો. Fellow-ફેલો n. પ્રાણી, શખ્સ.
Price-પ્રાઇસ n. કિંમત, ભાવ. At half price-અર્ધી કિંમતે.
Was very glad-બહુ ખુશી થયો.

8 A lie-એ લાયે n. જૂઠું. Trusted-ટ્રસ્ટેડ v. વિશ્વાસ રાખ્યો.
In order to cheat-છેતરવાને માટે. To cheat-ટુ ચીટ v.છેતરવું.
In order to-ને માટે. Pice-પાઇસ n. પૈસો, પૈસા. [લેવાને
To cheat him out of four pice-તેની પાસેથી ચાર પૈસા છેતરી
Call-કૉલ v. કહે છે. Am ashamed of ઍમ એશેઇમ્ડ ઑફ
Ashamed-એશેઇમ્ડ adj. શરમાયેલ. [ થી શરમાઉં છું.
Will be friends with- ના મિત્ર થઇશ.
Liar-લાયર n. જૂઠો માણસ. Cheat-ચીટ n. છેતરનાર દગા-
Any more-હવે વધારે. [બાજ.

9 To put to shame-ટુ પુટ ટુ શેઇમ-શરમાવવું.
Shame-શેઇમ્ n. શરમ. I myself-આઇ માઇ સેલ્ફ હું પોતે.

10 Still-સ્ટિલ adv. હજુ. Forget-ફરગેટ-v. ભુલી જવું.
Love-લવ v. ચાહવું. Truth-ટ્રુથ n. સત્ય.
Twice-ટ્વાઇસ. adv. બેવાર. Profit-પ્રોફીટ n. નફો, લાભ.
To make a profit-નફો મેળવવો. By telling a lie-જૂઠું
As soon as-કે તરતજ. [ બોલીને.
Find out-ફાઇન્ડ આઉટ-શોધી કાઢે છે, ને માલુમ પડે છે.
Even though-જો કે-તોપણ.

૧ ગોપાલ—વ્યંકટ મારી જોડે બજારમાં આવીશ. હું થોડી મીઠાઇ ખરીદવા જઉં છું. હું તને થોડી આપીશ.

૨ વ્યંકટ—અરે હા. હું આવીશ. મીઠાઇ ખરીદવાને તારી પાસે કેટલા પૈસા છે?

૩ ગોપાલ—મારી પાસે બે આના છે.

૪ વ્યંકટ—અરે, તું પૈસાદાર છે ! એટલા બધા પૈસા તું ક્યાંથી લાવ્યો ?

૫ ગોપાલ—સોનીનો છોકરો રંગુ જે આપણી નિશાળે આવે છે, તેને તું ઓળખે છે? મેં થોડીવાર પહેલાં તેની જોડે એક સારૂં સાટું કર્યું છે. મેં તેને મારો કાગળનો પતંગ બે આને વેહેંચ્યો.

૬ વ્યંકટ—તેણે તેટલું બધું તેને માટે તને શા માટે આપ્યું? તું જાણે છે કે તેં તો ફક્ત તેને માટે એક આનો આપ્યો. રંગુએ બે આનાના બે નવા પતંગ ખરીદ્યા હોત.

૭ ગોપાલ—હા, પણ તે તે જાણતો નહોતો. તે બિચારો બહુ નાનો છે. તે કશાની કિંમત જાણતો નથી. મેં તેને કહ્યું કે મેં તે પતંગ ચાર આને ખરીદ્યો છે અને હું તને તે અર્ધી કિંમતે આપીશ. તેણે મને તેના ખુશી થઇને બે આના આપ્યા.

૮ વ્યંકટ—અને જે છોકરાએ તારા શબ્દોપર વિશ્વાસ રાખ્યો તેને છેતરી ચાર પૈસા લેવાને તું જૂઠું બોલ્યો. અને આને તું સારૂં સાટું કહે છે. જતો રહે હું તારાથી શરમાઉં છું. હું જૂઠા અને લુચ્ચા માણસનો મિત્ર નહિ થઉં. હવે હું તારી જોડે વધારે બોલીશ નહિ. અને રંગુને તેં કેમ છેતર્યો છે તે (પણ) હું તેને કહીશ. હું તેને તારો ફરી કદી વિશ્વાસ ન કરવાનું કહીશ.

૯ ગોપાલ—અરે વ્યંકટ મને શરમાવ નહિ. હું પોતે રંગુને કહીશ; અને તેને પૈસા પાછા આપીશ. હુ બહુ દીલગીર છું કે હું જૂઠું બોલ્યો.

૧૦ વ્યંકટ—બહુ સારૂં, ત્યારે, હું હજુ તારો મિત્ર રહીશ. પણ એકદમ રંગુ પાસે જા, અને તું દીલગીર છે તે તેને કહે. તે નાના છોકરાને તેના પૈસા પાછા આપ. ગોપાલ તું કદી ભૂલીશ નહિ કે જે સાચું બોલે છે તેને માણસો ચાહે છે. માણસ જૂઠાનો વિશ્વાસ કદી કરતા નથી. જૂઠું બોલીને એક બે વાર તું થોડો લાભ મેળવે; પણ માણસોને માલુમ પડે કે તું જૂઠો છે કે તરતજ કોઈ તારો વિશ્વાસ નહિ કરે, ભલે તું પછી સાચું કહે.

Adverbs-એડ્વર્બ્ઝ-ક્રિયાવિશેષણ અવ્યય.

ક્રિયાપદની જોડે કેમ, ક્યારે અથવા ક્યાં ક્રિયા થઈ તે બતાવવા જે શબ્દો ઉમેરવામાં આવે છે તે ક્રિયા વિશેષણ અવ્યય છે.

3 [Venkata told Gopal that he would then be his friend].

પ્રશ્નાવળી:—

How did Gopal get money ?
What did he pay for his kite ?
What did he sell it to Rangoo for ?
How much price did he ask for ?
Why did Rangoo pay him so much money ?
What did Venkata say to Gopal when he heard this?
What was the effect ? (effect-અસર)

---

## 22 The Wind and the Sun.

## પવન અને સૂર્ય.

1 Stronger-સ્ટ્રૉન્ગર adj. વધારે બળવાન.
That's true-that is true-તે ખરૂં છે.
Let's us-let us.
Let's us have a try ચાલો યત્ન કરીએ
Sturdy-સ્ટર્ડિ adj. જોરાવર, મજબૂત.
Make take off-ઉતરાવવો.
Cloak-ક્લોક n. ઝભ્ભો.
Succeeds-સક્સીડ્ઝ n. ફતેહ પામે છે.
Doubt-ડાઉટ v. શક ખાવો.
Try-ટ્રાય n. અજમાશ-પરીક્ષા.
Whether-વેધર con. કે નહિ.
Take off-ટેઇક ઑફ-ઉતારવો
Thick-થિક-જાડું.
Whoever-હુએવર-pro. જે કોઈ.
Shall be counted-ગણાશે.

Need quarrel-કજીઓ કરવો જોઈએ. Quarrel-ક્વારલ v.કજીઓ કરવો.
Need-નીડ v. ની જરૂર હોવી. No longer-નો લૉન્ગર adv.વધારે
[વાર નહિ.

2 Fun-ફન n. મજાક, ગમત. Can be done-કરાય.
Blew-બ્લ્યુ v. વાયો. Chilled through-ઠંડોગાર કરી નાખ્યો.
Chill-ચીલ v. શરદી કરવી. Through-થ્રુ adv. આરપાર,આખે શરીરે
Cold-કોલ્ડ n. શરદી, ઠંડી. Shall get a cold-શરદી થશે.
Throat-થ્રોટ n. ગળું. The more-(જેમ જેમ) વધારે.
The colder-(તેમ તેમ) વધારે ઠંડું. The tighter-(તેમ તેમ)
Buttoned-બટન્ડ-v. બટન બંધ કર્યા. [વધારે મજબૂત રીતે.

3 Turn-ટર્ન n. વારો. [ખવાનું છે.
You......to learn-તમને થોડી વારમાં માલુમ પડશે કે તમારે કંઈક શી-
Storm-સ્ટૉર્મ n. તોફાન. Sunshine-સનશાઈન n. તડકો.
Warm-વાર્મ adj. ગરમ. Hotter-હૉટર-વધારે ગરમ.
Hotter and hotter-અતિશય ગરમ. Rays-રેઇઝ n. કિરણો.
Air-એ'ર n. હવા. Seemed-સીમ્ડ v. દેખાઇ.
Haze-હેઇઝ n. ઝાંખી, અંધારૂં. Drops-ડ્રૉપ્સ n. ટીપાં.
Off came-બહાર આવ્યો, નીકળ્યો. Bear-બે'ર v. સહન કરવો.
Wear-વેર પહેરવું. Conquered-કૉન્કર્ડ v. જીત્યા.
Stronger far-વધારે જોરાવર.

૧. પવને સૂર્યને કહ્યું "હું તમારા કરતાં વધારે બળવાન છું." સૂર્યે વાયુને કહ્યું "તે સાચું છે કે કેમ તે બાબત મને શંકા છે; ચાલો આપણે પરીક્ષા કરીએ. અને તમે તથા હું જોઈએ કે આપણામાંનો કોણ તે જોરાવર જુવાન માણસનો જાડો ઝભો ઉતરાવે છે; તે એક ગમત થશે! જે ફતેહ પામશે તે વધારે બળવાન ગણાશે, અને પછી આપણે તે વિષે વધારે કજીઓ કરવાની જરૂર નહિ રહે."

૨. પવને કહ્યું "કેવી ગમત! તે તો તરત બની શકે." તેથી તેણે ખૂબ વાવા માંડ્યું. અને તે માણસને આખે શરીરે ઠંડોગાર કરી નાખ્યો. તે માણસે કહ્યું "મારા ગળામાં ખરાબ શરદી થશે!" અને જેમ જેમ વધારે વા વાવા લાગ્યો તેમ તેમ વધારે તે ઠંડો થતો ગયો અને તેણે પોતાનો જાડો કાળો ઝભ્ભો વધારે સજ્જડ કર્યો.

૩. સૂર્યે કહ્યું "ચાલો, હવે હું ધારૂં છું કે મારો વારો છે. તમને થોડી વારમાં માલુમ પડશે કે તમારે કંઈક શીખવાનું છે." તોફાન પછી ધીમે ધીમે અને શાંત રીતે ગરમ અને ઝાંખો તડકો નીકળ્યો. કિરણો વધારેને વધારે ગરમ પડવા લાગ્યાં. આખરે બધી હવા ઝાંખી જણાવા લાગી. તે માણસે કહ્યું "અરે હું શું કરીશ! હું બહુ તપી ગયો છું!" તેના મ્હોંપર મ્હોટાં ટીપાં દોડવા લાગ્યાં ત્યારે પોતાનો કોટ તેણે કાઢી નાંખ્યો, કારણ કે તે તે સહી શકયો નહિ. પવને સૂર્યને કહ્યું "તમે મને જીતી લીધો છે, હવે હું જાણું છું કે તમે મારા કરતાં વધારે બળવાન છો."

## Adverbs-ક્રિયાવિશેષણ (ચાલુ).

ક્રિયા વિશેષણ એક ક્રિયા, કેમ, ક્યારે, ક્યાં અને કેટલી વાર થઈ છે તે બતાવે છે.

**પ્રશ્નાવળી:—**

**What was the quarrel between the wind and the sun?**
**How did they think of settling it?**
**What did the wind do?**
**What did the sun do, when it was his turn?**
**Who succeeded at last?**

---

## 23 Writing letters-કાગળ લખવા વિષે.

Letters-લેટર્સ n. કાગળ. Have been sitting-બેસી રહ્યો છે.
Nearly done-લગભગ પૂરો થએલ. Hullo-હલ્લો-interj. અરે.
Have begun-શરૂ કર્યો છે. How to write-કેમ લખવો.
To write to Keshava-ને કાગળ લખવાનું. Today-ટુડે ad આજ.
Easy-ઈઝી adj. સહેલું. Any one-એનિવન-કોઇપણ (માણસ)
Hard-હાર્ડ adj. મુશ્કેલ. Whatever-વ્હૉટેવર pro જે કંઇ.
Would say-કહે. If he were-જો તે હોય.
Whenever-વ્હેનેવર-જ્યારે જ્યારે. Anybody-ઍનિબડી-કોઈ માણસ
Person-પર્સન n. માણસ. Uncle-અન્કલ n. કાકા.
Aunt-આન્ટ n. કાકી. In this way-આ રીતે.
Cousin-કઝ્ન-કાકાનો છોકરો. Stranger-સ્ટ્રેન્જર-અજાણ્યો.
Ought to say-કહેવું જોઇએ. Another-અનધર adj. બીજો.
End-એન્ડ v. છેડો લાવવો, પૂરો કરવો.
Affectionate-ઍફૅક્શનેઇટ adj. વ્હાલો, પ્રેમાળ.
Nephew-નેવ્યુ n. ભત્રીજો. Yours-યૉર્સ pro. તમારો.
Sincerely-સિન્સીઅર્લી adv. અંતઃકરણ પૂર્વક, ખરેખર.
Faithfully-ફેઈથફુલી adv. ખરેખર, નિમકહલાલ રીતે, વિશ્વાસુપણે.
Obedient-ઓબિડિઅન્ટ adj. આજ્ઞાંકિત, તાબેદાર.
Pupil-પ્યુપિલ-શિષ્ય.

બાપઃ—ગોવિંદ, તું શું કરે છે? ગોવિંદઃ—હું, બાપાજી, કાગળ લખું છું.

બાપઃ—તું ટેબલ પાસે અરધા કલાકથી બેસી રહ્યો છે, તારો કાગળ લગભગ પુરો થવા આવ્યો છે?

ગોવિંદઃ—ના, બાપાજી, હજુ મેં પૂરો કર્યો નથી.

બાપઃ—તારો કાગળ મને દેખાડ. અરે! તેં તો હજુ શરૂ પણ નથી કર્યો.

ગોવિંદ—પત્ર કેમ લખવો તે હું જાણતો નથી, બાપાજી. મેં કેશવને આજ પત્ર લખવાનું વચન આપ્યું છે. મેં વારંવાર યત્ન કર્યો, પણ શું લખવું તે મને આવડતું નથી.

બાપ:—જો કેશવ અહીં હોય તો તું તેની જોડે વાત કરી શકે, નહિ વારૂ? શું કહેવું તે તું જાણે. તું અરધો કલાક શાંત કંઇ પણ બોલ્યા વગર બેસી નહિ રહે!

ગોવિંદ:—અરે, ના, બાપાજી, કોઈની જોડે વાત કરવાનું તો સ્હેલું છે. પણ લખવાનું બહુ મૂશ્કેલ છે.

બાપ:—ઠીક, ત્યારે બેટા, હું તને પત્ર લખતાં શીખવીશ. ધાર કે કેશવ અહીં તારી આગળ ઉભો છે. જો તે અહીં હોય, તો જે કહે તે પ્રમાણે લખજે.

ગોવિંદ:—પણ પત્ર શરૂ કેમ કરવો તે જ હું જાણતો નથી!

બાપ:—કોઇ પણ કાગળ કેમ શરૂ કરવો તે હું તને કહીશ. જો તું મને, વ્હાલી માને, તારા કાકા કે કાકીને લખતો હોય તો આમ લખજે.

**મારા વ્હાલા પિતાજી, મારી વ્હાલી માતુશ્રી, મારા વ્હાલા કાકા કે કાકી.** આ રીતે તું અમારી સાથે બોલે. અને આ રીતે જ તારે લખવું જોઇએ

જ્યારે તું તારી બ્હેન સીતા, તારા ભાઈ રામુ કે તારા પિત્રાઇ ભાઇ વિઠુને લખે ત્યારે "**મારી વ્હાલી** સીતા, કે "**મારી વ્હાલી બ્હેન**" એમ શરૂઆત કરજે. તારા ભાઈને **મારા વ્હાલા** રામ કે **મારા વ્હાલા ભાઇ** અને તારા પિત્રાઈ ભાઈ વિઠુને લખતાં **મારા વ્હાલા** વિઠુ કે **મારા વ્હાલા ભાઇ** એમ શરૂઆત કરજે.

જ્યારે તું તારા શિક્ષક જોડે સ્કુલમાં વાત કરે છે ત્યારે તું **સાહેબ** કહે છે. અને જ્યારે તું અજાણ્યા જોડે બોલે છે ત્યારે તું જાણતો નથી કે તારે "**સાહેબ**" કહેવું જોઇએ તેજ રીતે જ્યારે તું તારા માસ્તરપર લખે કે અજાણ્યા માણસ પર લખે ત્યારે તારો કાગળ **મારા વ્હાલા** સાહેબ કે **વ્હાલા** સાહેબશ્રી શરૂ કરવો.

જો તું કેશવના જેવો બીજો છોકરો તારો મિત્ર હોય તેને લખતો હોય તો તું તેને તેના નામથી બોલાવી શકે અને **મારા વ્હાલા કેશવ કે મારા વ્હાલા મિત્ર** એમ શરૂ કરી શકે.

ગોવિંદ—મારા પત્રનો છેડો શી રીતે લાવવો?

બાપઃ—તારા કાગળનો છેડો આ પ્રમાણે લાવવો.

તારા મા બાપને—હું છું, આપનો વ્હાલો પુત્ર.

તારા કાકા, કાકીને—હું છું, આપનો વ્હાલો ભત્રીજો.

તારા પિત્રાઈ ભાઈને—હું છું, તમારો વ્હાલો ભાઈ.

તારા ભાઈ કે બ્હેનને—હું છું, તમારો વ્હાલો ભાઈ.

જે મિત્રને સારી રીતે ઓળખતો હોય તેને—હું છું, ખરેખર તમારોજ

અજાણ્યા માણસને—વિશ્વાસુપણે આપનો.

તારા શિક્ષકને—હું છું, આપનો આજ્ઞાંકિત શિષ્ય.

---

## 24 Work with a Will.

### ઇચ્છા પૂર્વક કામ કરો.

Will–વિલ n. ઇચ્છા.

You 've=you have–તમારે હોય.

Reach–રીચ v. પહોંચવું

Climb–ક્લાઈમ્બ્ v. ચડવું.

Hill–હિલ n. ટેકરી.

Foot–ફૂટ n. તળીઉં.

Gazing–ગેઇઝિંગ v. ટગર ટગર જોવું.

Get up–ઉપર ચડવું.

૧. છોકરાઓ, જ્યારે તમારે કામ કરવાનું હોય ત્યારે ઇચ્છા પૂર્વક તે કરો. જે શિખર સુધી પહોંચે છે, તેમને પહેલા ટેકરી પર ચડવું જોઇએ.

૨ છોકરાંઓ, તળીએ ઉભા રહીને આકાશ તરફ ટગર ટગર જોવાથી જો તમે કદી પ્રયત્ન ન કરો તો તમારાથી ઉપર શી રીતે જઈ શકાશે?

---

Adverbs ઍડ્વર્બ્ઝ-ક્રિયા વિશેષણ અવ્યય ( ચાલુ )

ક્રિયા વિશેષણ અવ્યય ક્રિયાપદ સાથે ઉમેરવામાં આવે છે.

ક્રિયા વિશેષણ અવ્યય વિશેષણની જોડે જથ્થા કે પ્રમાણ બતાવવા વપરાય છે.

જેમકે He is very rich-તે બહુ ધનવાન છે Rich વિશેષણ છે અને Very એ ધનવાન હોવાનું પ્રમાણ બતાવે છે.

એકસર્સાઈઝીઝ.

(3) ... ...unless he climbs the hill (unless-અન્લેસ-જો નહિ)

| | | | | |
|---|---|---|---|---|
| (4) very | added to | high | shows | How much ? |
| (1) slowly (2) up | ,, | walks | ,, | (1)How (2)where |
| (2) Once | ,, | tried | ,, | How often ? |
| Again | ,, | must try | ,, | How often ? |
| (1) Quite, | ,, | right | ,, | How much ? |
| (2) On | ,, | go | ,, | Where ? |
| Rather | ,, | Hard | ,, | How much ? |
| Too | ,, | Hard | ,, | How much ? |

---

## 25 Queen Victoria the Good.

## ભલી મહારાણી વિક્ટોરીયા.

1 Good-ગુડ adj. ભલી. Great Britain-ગ્રેટબ્રિટન ઇગ્લાન્ડ, સ્કોટલાન્ડ અને વેલ્સ.

2 Ireland-આયરલૅન્ડ આયરલાન્ડ ( ટાપુનું નામ છે )
William IV વિલ્યમ્ ધિ ફોર્થ-ચોથો વિલ્યમ.

3 Uncle–અન્કલ n. કાકો. Until અન્ટિલ adv. જ્યાં સુધી.

4 Was having her lesson પાઠ શીખતી હતી.
Died–ડાઈડ v. મરી ગયો

5 Blue–બ્લ્યુ adj. આકાશી રંગની. Princess–પ્રિન્સેસ n. કુંવરી.
Filled with tears–આંસુથી ભરાઈ. Mamma–મમ્મા–મા.
Full of fears ફુલ્લ્ ઑફ્ ફિયર્સ–ભય–શંકાથી ભરેલ.
Duty–ડ્યુટી n. ફરજ, ધર્મ. To do my duty–ફરજ બજાવવાને.

6 Did all she could–બન્યું તેટલું કર્યું.
To fit herself–પોતાની જાતને યોગ્ય બનાવવાને.

7 Passed away–વ્યતીત થયા, વહી ગયાં.
Gentlemen–જેન્ટલ્મેન–ગ્રહસ્થો.
Were sent–વેર સેન્ટ v. મોકલવામાં આવ્યા.
News–ન્યુસ્–ખબર To carry the news–ખબર લઇ જવાને.
Was living–રહેતી હતી. Palace પૅલસ n. મહેલ.

8 Were told–ને કહેવામાં આવ્યું Asleep–ઍસ્લીપ adj. ઉંઘમાં
However હાઉએવર adv. તોપણ. To meet ટુ મીટ v. મળવાને

9 As soon as–કે તરતજ. Death–ડેથ n. મરણ.
Burst into tears–આંખમાં આંસુ આવી ગયાં.
Burst–બર્સ્ટ v. ફાટવું, ફુટવું.

10 Was crowned વૅઝ ક્રાઉન્ડ–નો રાજ્યાભિષેક થયો.
To crown–ટુ ક્રાઉન v. રાજ્યાભિષે કરવો, ગાદીપર બેસાડવું.
State–સ્ટેઇટ n ભભકો. ઠાઠ. દબદબો.
Westminster Abbey–વેસ્ટ મિન્સ્ટર ઍબિ–એ નામના ભવ્ય દેવળમાં
Church–ચૅર્ચ n દેવળ. Crown–ક્રાઉન્ n. મુગટ, તાજ.
Lords લૉર્ડ્ઝ n. ઉમરાવો. Came forward–અગાડી આવ્યા.
Knelt down–નેલ્ટ ડાઉન્ ઘુંટણીએ પડયા.

11 Kissed-કિસ્ડ v. ચૂમ્યાં. Sang-સૅન્ગ v. ગાયું.
Save-સેઇવ v. બચાવો. Sixty three-સિક્સ્ટી થ્રી-ત્રેસઠ.
Through-થ્રુ-pre. દરમ્યાન. Rule over-રૂલઓવર-ના ઉપર [રાજ્ય કરવું.
So that-સો ધૅટ-એવી રીતે કે.
Might be good and happy-સારા અને સુખી થાય.

12 Troubles-ટ્રબલ્ઝ n. મુશ્કેલી, હરકત.
Sorrows-સૅારોઝ n. દીલગીરી-શોકનાં કારણ.
Lost-લૅાસ્ટ v. ગુમાવ્યો. Husband-હસ્બન્ડ n. ધણી, વર.
Dearly-ડીઅર્લિ adv. પ્રેમથી. Wars-વાર્ઝ n. લડાઈ, વિગ્રહ.
Reign-રેઈન્ n. રાજ્ય. Caused-કૅાઝ્ડ v. આપ્યું કર્યું,
Grief-ગ્રીફ n દુ:ખ.

13 Promise-પ્રૅામીસ n. વચન. Kept-કેપ્ટ v. પાળ્યું.
After having reigned-રાજ્ય કર્યા પછી.
Mourned for-મોર્ન્ડ્ફૉર-ના માટે શોક ખેદ બતાવ્યો.
True-ટ્રુ-વફાદાર.

૧ ક્વીન વિક્ટોરીયા એક મહાન્ રાણી હતી. તે એક બહુ ભલી સ્ત્રી પણ હતી.

૨ જ્યારે વિક્ટોરીયા એક નાની છોકરી હતી ત્યારે તે જાણતી નહોતી કે હું કોઇ દિવસ ગ્રેટબ્રીટન અને આયરલૅન્ડની રાણી થઇશ. તે વખતે રાજા ચોથો વિલ્યમ હતો, અને તે વિક્ટોરીયાનો કાકો હતો. તેને કંઇ સંતતિ નહોતી.

૩ તેના સંબંધીઓ જાણતા હતા કે જો તે જીવશે તો રાણી થશે. પણ તે પોતે બાર વર્ષની થઈ ત્યાંસુધી તે જાણતી નહોતી.

૪ પછી, એક દિવસ જ્યારે તેણી ઇતિહાસનો પાઠશીખતી હતી ત્યારે તેની માએ તેને કહ્યું કે જ્યારે ચોથો વિલ્યમ મરી જશે ત્યારે તું રાણી થઈશ.

૫ તે નાની કુંવરીની આકાશીરંગની આંખોમાં આંસુ ભરાઇ આવ્યા અને તેણી બોલી "મા, જે તમે કહો છો તેથી હું શંકાવાળી બનું છું. પણ હું મારી ફરજ બજાવવા અને ભલી થવા યત્ન કરીશ."

૬ તે દિવસથી તે જુવાન કુંવરી પોતાના પાઠ શીખી અને રાણીને યોગ્ય બનવા પોતાથી બનતું કર્યું.

૭ વર્ષો જતા રહ્યા અને જ્યારે કુંવરી વિક્ટોરીયા અઢાર વર્ષની થઇ ત્યારે તેના કાકા ચોથા વિલ્યમનું મૃત્યુ થયું. બે ગ્રહસ્થોને તે ખબર વિક્ટોરીયા પાસે લઇ જવાને સવારમાં વહેલા મોકલવામાં આવ્યા. વિક્ટોરીયા તે વખતે લંડનમાં એક મહેલમાં રહેતી હતી.

૮ જ્યારે તે બે ગ્રહસ્થો મહેલ પાસે આવ્યા ત્યારે તેમને ખબર આપવામાં આવી કે કુંવરી વિક્ટોરીઆ ઉંઘે છે. તો પણ, થોડી જ વારમાં તેમને મળવાને કુવરી નીચે આવી.

૯ વિક્ટોરીયાને તેના કાકાના મૃત્યુ વિષે કહેવામાં આવ્યું કે તરત જ તેણીની આંખમાં આંસુ ભરાઇ આવ્યા. હવે તેણીએ જાણ્યુ કે પોતે રાણી છે. અને મારે મહાન કાર્ય કરવાનું છે.

૧૦ એક વર્ષથી વધારે વખત પછી તે જુવાન રાણીનો વેસ્ટમીન્સ્ટરએબીમાં મોટા દબદબા સાથે રાજ્યાભિષેક કરવામાં આવ્યો. આ લંડનમા મ્હોટું દેવળ છે તેની અંદર ઇંગ્લંડના રાજા રાણીઓનો અભિષેક હમેશાં થાય છે. જ્યારે તેણીના માથાપર મુગટ મૂકવામાં આવ્યો ત્યારે મોટા ઉમરાવો આગળ આવ્યા, તેની આગળ ઘુંટણે પડયા અને તેણીનો હાથ ચૂમ્યો.

૧૧ પછી તે મોટા દેવળમાંના બધા લોકો ઉભા થયા અને "ઇશ્વર રાણીને બચાવો" એમ ગાયું. વિક્ટોરીયા ત્રેસઠથી વધારે વર્ષ સુધી રાણી હતી. તે વર્ષો દરમ્યાન તેણીએ પોતાની ફરજ બજાવી. તેણીએ પોતાના લોકોપર એવી રીતે રાજ્ય કર્યું કે તેઓ સારા અને સુખી થાય.

૧૨ રાણી વિક્ટોરીયાને ઘણાં સંકટ અને શોકનાં કારણો હતા. તેણીએ

પોતાનો ધણી જેને તે પ્રેમથી ચાહતી હતી તેને ગુમાવ્યો. તેણીના કેટલાક છોકરાં જ્યારે નાનાં હતાં ત્યારે ગુજરી ગયાં. તેના રાજ્યમાં ઘણા વિગ્રહ હતા અને તેથી તેણીને ઘણું દુઃખ થતું.

૧૩ પણ તે બધા વર્ષો દરમ્યાન તેણીએ પોતાનું ભલી થવાનું અને પોતાની ફરજ બજાવવાનું પહેલું વચન પાળ્યું. ઇંગ્લંડના કોઇપણ રાજા કે રાણી કરતાં વધારે રાજ્ય કરીને તેણી ૧૯૦૧ માં મરણ પામી. તેણીના બધા લોકોએ તેને માટે શોક કર્યો, કારણકે તેણી એક ભલી મા, પ્રેમાળ સ્ત્રી અને વફાદાર રાણી હતી.

(1) [ She told her mother that she would be good. ]

(2) [ Her mother said to her "you will be queen one day." ]

પ્રશ્નાવળી:—

Why was Queen Victoria called "the Good"?
How did she come to know that she would be queen?
What relation is King George V to Queen Victoria?
What is the duty of a Queen?
Did come to know—જાણ્યું. Relation—સગો.

---

## 26 The Camel—ઉંટ.

1 Camel—કેમલ n. ઉંટ.
Called—કૉલ્ડ v. કહેવાતા.
Lands—લૅન્ડ્ઝ n. દેશો.
Deserts—ડેઝર્ટ્સ n. રણ.
2 Lump—લમ્પ n. ગઠ્ઠો.
Back—બૅક n. પીઠ.
Hump—હમ્પ n. ખુંધ.
Sandy—સૅન્ડિ adj. રેતાળ.
3 Plains—પ્લેઇન્ઝ n. મેદાન.
Beast—બીસ્ટ n. પશુ.

Broad–બ્રૉડ adj. પહોળો  Flat–ફ્લૅટ adj. સપાટ.
Sink–સિંક v. ડુબી જવું.  Sand–સૅન્ડ n. રેતી.
4 Cross–ક્રૉસ v. ઓળંગે છે.  Often–ઑફ્ન adv. વારંવાર.
Is found–ઈઝફાઉન્ડ v. મળે છે.  Ponds–પૉન્ડ્ઝ–તળાવ.
Wells–વેલ્ઝ n. કુવા.  Apart–એપાર્ટ adj એક બીજાથી દૂર.
5 Smell–સ્મેલ v. ગંધ લેવી.  Long way off–ઘણે દૂર.
Goes on and on–આગળને આગળ જાય છે.
Good drink–સંતોષાઇ પીવું તે.  Rider–રાઇડર n. સ્વાર.
Gets down–નીચે ઉતરે છે.  As well–ઍઝવેલ–તેમજ.
Leather–લેધર n. ચામડાનું.  Bottle–બૉટલ n. શીશી મશક.
6 Plenty–પ્લેન્ટિ n. પુષ્કળ.  Without drinking–પીધા વગર.
7 But–બટ pre. સિવાય.  Villages–વિલેજીઝ n. ગામડા.
Even–ઇવન adv. પણ.  Seas–સીઝ n. દરીયા; સમુદ્ર.
Instead of–ઇન્સ્ટેડ ઓફ–ને બદલે.  Ships–શિપ્સ n. વહાણો.
8 Goods–ગુડ્ઝ n. સામાન.  Caravan–કૅરવાન n. પોઠ.

૧ ઉંટ રણ કહેવાતા ગરમ દેશની અંદર રહે છે.

૨ કેટલાક ઉંટને એક મોટો ગઠો પીઠપર હોય છે તે ખૂંધ કહેવાય છે, અને કેટલાકને બે હોય છે.

૩ ઉંટ બહુ બળવાન અને ગરમ રેતાળ પ્રદેશની આરપાર માણસને લઇ જવા તથા સામાન લાવવા માટે બહુ ઉપયોગી છે. ત્યાં એટલો બધો તાપ પડે છે કે ઘોડો કે બીજા કોઇ પ્રાણી આ કામ કરી શકે નહિ. તેનો પગ પહોળો, નરમ અને સપાટ હોય છે તેથી તે રેતીમાં ડૂબી જતો નથી.

૪ જે માણસો ગરમ મેદાન ઓળંગે છે, તેમને વારંવાર પાણી શોધવા ઘણે દૂર જવું પડે છે, તપતો સૂર્ય મેદાનને સૂકવી નાંખે છે અને પાણી એક બીજાથી ઘણે દૂરના તળાવ કે કુવામાં જ મળે છે.

૫ ઉંટ ઘણે દૂરથી પાણી સૂંઘી શકે છે. અને જ્યાં સુધી તે તેની પાસે

આવે છે ત્યાં સુધી આગળને આગળ જાય છે. પછી તે સંતોષાઈ પાણી પીએ છે. તેનો સ્વાર પણ ઉતરી પડે છે, તેને પણ ખૂબ પાણી મળે છે, અને તે પોતાની ચામડાની મશક પાણીથી ભરે છે.

૬ ઉંટ રેતાળ મેદાનની આરપાર જતાં પહેલાં પુષ્કળ પાણી પીએ છે, તેથી કરીને જ્યારે તે કુવાથી ઘણે દૂર હોય છે ત્યારે પાણી પીધા વગર ઘણા દિવસ સુધી જીવી શકે છે.

૭ રણ મોટાં મેદાનો છે જ્યાં રેતી સિવાય બીજું કંઈ દેખાતું નથી. ત્યાં ઘર, ઝાડ ગામડાં કે રસ્તા પણ હોતા નથી. તે દરીયા જેવા દેખાય છે કે જ્યાં પાણીને બદલે રેતી હોય છે. માણસો દરીયાને વહાણમાં ઓળંગે છે, અને ઉંટ પણ માણસને તેવા ઉપયોગનો હોવાથી અને માણસને સૂકા રેતાળ પ્રદેશની આરપાર લઇ જાય છે તેથી તે રેતીનું વહાણ કહેવાય છે.

૮ માણસ અને સામાન લઇ જતી ઉંટની લાંબી હાર પોઠ કહેવાય છે.

Adverbs ક્રિયા વિશેષણ અવ્યય.

ક્રિયા વિશેષણ અવ્યય ક્રિયાપદ કે વિશેષણ જોડે આવે છે.

તે બીજા ક્રિયા વિશેષણ જોડે પણ આવે છે.

He ran very fast આ વાક્યમાં એ ક્રિયાવિશેષણની જોડે Very આવ્યું છે. તે Very પોતે ક્રિયાવિશેષણ છે.

એકસરસાઈઝીઝ:—

2 [ No horse can do the work because it is very hot. His foot does not sink into the sand because it is broad. The camel is called the ship of the desert because he is very useful. ]

4 The fox and the Grapes ની વાત ગુજરાતીમાં ગોઠવી તેનો ઇંગ્લીશમાં તરજુમો કરી લખો.

પ્રશ્નાવળી:—

Why is the camel called " the ship of the desert " ?
How are camels useful ?
What are deserts ?
How are deserts like seas ?
How can men get water in deserts ?

## 27 The Elephant—હાથી.

1 Elephant-એલીફન્ટ n. હાથી. Largest-લાર્જેસ્ટ adj. મોટામાંમોટું.
Animal-ઍનીમલ n પ્રાણી. On land-જમીનપર, પૃથ્વીપર.
Ever-એવર adv. કદી.

2 Trunk-ટ્રન્ક n. સૂંઢ. Hangs down-હૅન્ગ્ઝ ડાઉન v લટકે છે
Lip-લિપ્ n. હોઠ. Curls up-કર્લ્સ અપ v.વાંકો-ગુંચળું વળે છે.
Pick up-પિક અપ v. ઉપાડી લે.
Two-anna piece-બે આનાનો સિક્કો. Lying-લાઈંગ-પડેલો.

3 Feeds himself-ફીડ્ઝ હિમ્સેલ્ફ-ખાય છે.
Lifts up-લિફ્ટ્સ અપ v. ઉપાડી લે છે. Mouth-માઉથ-મ્હોં.
Pours-પોર્સ v. રેડે છે. Throat-થ્રોટ n. ગળું.

4 Male-મેઇલ n. નર. Tusks-ટસ્કસ n. દાંત ( હાથીના ).
White-વ્હાઇટ adj. સફેદ. Smooth-સ્મૂથ્ adj. લીસા.
Hard-હાર્ડ adj. કઠણ. Dig up-ડિગ અપ v. ખોદે છે.

5 Tamed-ટેઈમ્ડ adj. પાળેલા. India-ઇન્ડિયા-હિંદુસ્થાન.
Burma-બર્મા-બ્રહ્મદેશ. Timber-ટિંબર n. ઇમારતી લાકડું.

Timber yards–ટિંબર યાર્ડ્ઝ n. ઇમારતી લાકડાના મેદાન.
Weights–વેઇટસ n. વજન, ભારે વસ્તુ.

6 Log–લૅાગ n. ટુકડો ( લાકડાનો ). Wood–વૂડ n. લાકડું.
Could move–કુડ મુવ–ખસેડી શકયા.
Keeper–કીપર n. રખેવાળ, માવત, To look after–સંભાળ લેવી.
Feed–ફીડ v. ખવડાવવું. Drive–ડ્રાઈવ v. હ કારવું.
Make standup–ઉભો કરો. Make lie down–સુવાડો.
Stand still–સ્થિર ઉભવું. Just as he likes–જેમ તે ઇચ્છે તેમ.
Obeys–ઓબેઝ v. કહ્યું માને છે.

8 Wild–વાઇલ્ડ adj. જંગલી, રાની. Jungles–જંગલ્ઝ n. જંગલો.
Thick–થિક adj. જાડું, ઘટ્ટ. Sometimes–કેટલીકવાર.
As many as–જેટલા. Drove–ડ્રોવ્ n. ટોળું.

9 State–સ્ટેઇટ્–સ્થિતિ. Bamboos–બૅમ્બૂઝ n. વાંસ.
Live on–ખાઇને રહે છે. Are caught–પકડાય છે.
Are tamed–પાળવામાં આવે છે.

૧ જમીનપર રહેતા પ્રાણીમાં હાથી મોટામાં મોટું પ્રાણી છે. તમે કદી હાથી જોયો છે. ? હાથીના ચિત્ર તરફ જુઓ.

૨ તેને બહુ લાંબી સૂંઢ છે. તે પાંચ કે છ ફૂટ લાંબી છે. તે તેના માથાના આગલા ભાગમાં લટકે છે. તેની સૂંઢને છેડે એક જાતનો હોઠ છે તે વળ છે. તે વડે હાથી કંઇપણ ઉપાડી શકે છે. જમીનપર પડેલો બે આનાનો સિક્કો પણ તે ઉપાડી શકે.

૩ હાથી સૂંઢ વડે ખાય છે. તે તેના વડે પોતાનો ખોરાક ઉપાડે છે અને ખોરાક તેના મ્હોંમાં મૂકે છે. વળી તે પોતાની સૂંઢ વડે પીએ છે. તે તેને પાણીથી ભરે છે, પછી તે છેડો પોતાના મ્હોંમાં મૂકે છે અને પોતાના ગળામાં પાણી રેડે છે.

૪ નર હાથીને બે લાંબા દાંત હોય છે. તે ત્રણકે ચાર ફૂટ લાંબા હોય છે. તે બહુ સફેદ, લીસા અને કઠણ હોય છે. તેના વડે તે ઝાડ ખોદી કાઢે કે વાઘને પણ મારી શકે છે.

૫ હાથી બહુ મજબૂત હોય છે જ્યારે પાળેલા હોય ત્યારે તેઓ માણસ માટે કામ કરે છે. હિંદુસ્થાનમાં અને બ્રહ્મદેશમાં તેઓ લાકડાના વાડામાં કામ કરે છે અને લાકડા અને બીજી વજનદાર ચીજો ઉપાડી તથા લઈ જઈ શકે છે.

૬ હાથી પોતાના દાંતપર ચાર કે પાંચ માણસ ન ખસેડી શકે તેવો લાકડાનો કકટો ઉપાડે છે. તે પોતાની પીઠપર પાંચ કે છ માણસ લઈ જઈ શકે.

૭ તેની સંભાળ રાખવા, તેને ખવડાવવા તથા હંકારવા એક માવત હોય છે. તે પોતાની મરજી પ્રમાણે તેને ઉભા કરે, સુવાડે, ચલાવે કે ઉભા રાખે છે. તે તેના માવતનું કહ્યું માને છે.

૮ જંગલી હાથીઓ જંગલમાં રહે છે. હિંદુસ્થાન અને બ્રહ્મદેશના જંગલમાં ઘણા જંગલી હાથીઓ હોય છે. ટેકરીઓ પાસેના ઘાડા જંગલોમાં તમે કોઈવાર એક ટોળામાં સાઠ જેટલા જોશો.

૯ જંગલી સ્થિતિમાં હાથી વાંસ અને ઝાડના પાંદડા ખાઈ રહે છે. જંગલી હાથીને પકડવા અને પાળવામાં આવે છે,

**પ્રશ્નાવળી:—**

What do elephants eat ?

Of what use to an elephant is his trunk ?

How are tame elephants used ?

## 28 Hira—હિરા.

1 Once-વન્સ adv. એકવાર. Named-નેઈમ્ડ adj. નામનો.
Finest-ફાઇનેસ્ટ adj. સૌથી સુંદર. Master-માસ્ટર n. માલેક.
Proud of-પ્રાઉડ ઑફ-ને માટે મગરૂર
Obedient-ઓબીડીયન્ટ adj. આગ્નાંકિત. Brave-બ્રેઈવ adj. બહાદૂર
Gentle-જેન્ટલ adj. નમ્ર. Used to carry-યુઝડ ટુ કૅરી-લઇ જતો.
Flag-ફ્લૅગ n. વાવટો Battle-બૅટલ n. લડાઈ.
Howdah-હુડાહ-અંબાડી. Seat સીટ n. બેઠક.

2 Ill-treated-ઇલટ્રીટેડ v. ખરાબ વર્તણુક ચલાવી.
Used to play-યુઝડ ટુ પ્લે-રમતા હ ા.
No one else but them-તેમના સિવાય બીજા કોઇને નહિ.

3 During-ડ્યુરિંગ pre દરમ્યાન. Was killed-હણાયો.
Arrow-ઍરો n. તીર, બાણ. Hit-હિટ v. વાગ્યું.
Fell off-ફેલ ઑફ્ફ v. પડયો. Army-આર્મિ n. લશ્કર.
At the same time-તેજ વખતે.
Began to give away-પાછા હઠવા માંડયું.

4 Was dead વૅાઝ ડેડ-મરેલ હતો.
Waited-વેઇટેડ v. રાહ જોઈ. Patiently-પેશન્ટલી adv ધીરજથી
Next-નેક્સ્ટ adj. બીજે; પછીનો. Soonafter-થોડી વારમાં
Struck-સ્ટ્રક v. વાગ્યું. Would not move-ખસ્યો નહિ.
Firm-ફર્મ v. મક્કમ, દૃઢ Waving-વેવિંગ v. ઉડતો.
Above him-એબવ હિમ્-તેની ઉપર.
Flying through the air-હવામાં ઉડતા. Air-એર n. હવા.
Are fighting-આરફાઇટિંગ-લડે છે All around-ચારે બાજુએ.

5 Soldiers સોલ્જર્સ-સિપાઇઓ. Still સ્ટિલ ad v. હજુએ.

Sight–સાઈટ n. દેખાવ. Cheered ચી અર્ડ v. ખૂશ કર્યા.
More bravely વધારે બહાદુરીથી Shout શાઉટ n. બૂમ.
Rushed–રશ્ડ v. ધસ્યા.
Enemy એનીમી n. દુશ્મન Drove ડ્રોવ v. હાંકી કાઢયા
6 At last–આખરે Some one–કોઇએ.
Will listen to–નું કહ્યું માનશે. Brought=બ્રૉટ-લાગ્યા
7 Kneel down=ઘુંટણે બેસવાનું Mounted માઉન્ટેડ v. ચઢયો.
Neck નેક–n. ગરદન.
8 Would have died–મરી ગયો હોત.
Rather than disobey–કહ્યું ન માનવા કરતાં
Bravery બ્રેવરી–n. બહાદુરી. Obedience ઓબીડીઅન્સ n. આજ્ઞાં-
[ કિતપણું, કહ્યાગરાપણું
Won–વન v. જીત્યો.

૧ એકવાર હિરા નામનો એક પાળેલો હાથી હતો. તે આખા દેશમાં સૌથી સુંદર પ્રાણી હતું. અને રાજા, તેનો માલેક, તેને માટે બહુ મગરૂર હતો. તે આજ્ઞાંકિત, બહાદુર અને નમ્ર હતો. તે લડાઈમાં રાજાનો વાવટો લઇ જતો. તેની પીઠપર એક અંબાડી હતી. તેમાં બે કે ત્રણ માણસ બેસી શકતા.

૨ તેનો માવત કદી તેના તરફ ખરાબ વર્તાણુક ચલાવતો નહિ અને માવતના બાળક તેની જોડે બીક વગર રમતા હિરા માવત અને તેના બાળકને ચાહતો અને તેમના સિવાય બીજા કોઈનુ કહ્યું માનતો નહિ.

૩ એક દિવસ લડાઇમાં હિરાનો માવત મરી ગયો એક બાણ તેને વાગ્યું, તેનાથી તે મરી ગયો અને નીચે પડયો. અંબાડીના માણસો પણ મરી ગયા રાજાનું લશ્કર તેજ વખતે પાછું હઠવા માંડયું. પણ હિરાના માવતે મરતાં પહેલાં તેને ન હઠવા કહેલ હતું.

૪ હિરા જાણતો નહોતો કે માવત મરી ગયો છે. તેથી તેનો બીજો હુકમ

સાંભળવા તે ધીરજથી રાહ જોતો ઉભો. થોડીવારમાં એક તીર તેને વાગ્યું, પણ હજુએ તે ખસ્યો નહિ. તે રાજાનો વાવટો પોતાના ઉપર ઉડતો રાખીને સ્થિરતાથી ઉભો. ચિત્રમાં તમે તેને ઉભેલો અને તીરો હવામાં ઉડતા જુઓ છો. માણસો તેની આસપાસ ચારે બાજુ લડે છે.

૫ રાજાના સિપાઇઓએ રાજાનો વાવટો હજુ લડાઈમાં ઉડતો જોયો. તે દેખાવે તેમને ખુશ કર્યા અને તે વધારે બહાદુરીથી લડવા લાગ્યા. એક બૂમ પાડીને તે દુશ્મનોપર ધસી ગયા, અને તેમને રણક્ષેત્રમાંથી હાંકી કાઢ્યા.

૬ પણ હજુએ હિરા ખસ્યો નહિ. કોઇ તેને ખસેડી શક્યું નહિ. આખરે કોઇએ કહ્યું " માવતના નાના છોકરાને બોલાવો, કદાચ હિરા તેનું કહ્યું માનશે. " તેથી તેઓ તે નાના છોકરાને લાવ્યા. તે ફક્ત નવ વર્ષનો હતો.

૭ નાના છોકરાએ તેને ઘુંટણીએ બેસવાનું કહ્યું. હિરાએ તેનો અવાજ ઓળખ્યો અને તે એકદમ તેના હુકમને તાબે થયો. પછી તેનાનો છોકરો તેની પીઠપર ચડી ગયો અને ઘેર તેને હાંકી ગયો.

૮ હિરા ફક્ત પશુ હતો, તો પણ કહ્યું ન માનવા કરતાં તે મરી ગયો હોત. તેની બહાદુરી અને તેના આજ્ઞાંકિતપણાથી તેણે રાજાને લડાઈ જીતી આપી.

Preposition–પ્રેપોઝિશન–શબ્દયોગી કે નામયોગી અવ્યય.

**on, in, under, to, over, from,** વ્યાકરણમાં **શબ્દયોગી** કે **નામયોગી** અવ્યય કહેવાય છે. કારણ કે તે નામની આગળ મૂકાય છે. શબ્દાર્થ–pre–પ્રી–આગળ position–પોઝિશન–જગ્યા.

એકસર્સાઇઝીઝ.

(1) in; on; with; during; with, upon, to; over; behind; between.

(2) [ The keeper ordered the elephant to stay there ]

[ The keepers son asked the elephant to go home ]

(4) The Foolish Mouse ની વાત ઈંગ્લીશમાં ટુંકાણમાં લખો.

પ્રશ્નાવળી:—

Who was Hira?
What did Hira do?
Who was his master?
What became of his keeper in the battle?
What is a howdah?
Why was the elephant wounded?
Why did he not run away from the battle?
How was he made to go home.?

---

## 29 The ox and the Frog.

### બળદ અને દેડકો.

(1) Brown-બ્રાઉન adj બદામી. Frog-ફ્રૉગ n. દેડકો.
Hopped-હૉપ્ડ v. કુદ્યો Out of આઉટ ઑફ pre માંથી
Tank-ટૅન્ક n. તળાવ. Bank-બૅન્ક-n. કિનારો.
Was dawning વૉઝ ડૉનિંગ-v. સવાર થતી હતી પરોઢનો પ્રકાશ થતો હતો.

Just then જસ્ટ ધેન-adv તેજ વખતે જ

(2) Suddenly-સડન્લી-adv એકાએક, ઓચિંતો
Stopped-સ્ટૉપ્ડ-v. અટક્યો, થોભ્યો Alarm-એલાર્મ-n. ભય.
Hurry-હરિ-n. ઉતાવળ. Lest-લેસ્ટ-adv. રખેને.

Harm=હાર્મ=n. નુકશાન, ઇજા.
Lest he should come to harm–તેને પોતાને રખેને નુકશાન પહોંચે.

(3) What is the matter–શું બાબત છે ?
Matter–મૅટર-n. બાબત. Child–ચાઈલ્ડ–n. બચ્ચા.
Dad–ડૅડ–n. પિતા ( હુલામણો શબ્દ )
Watch–વૉચ–v. જોવું.
Had watched him go–તેને જતાં જોયો હતો.
Ill–ઇલ્–adj માંદો. Afraid–અફ્રેઇડ–adj બીધેલો.
Mad–મૅડ–adj ગાંડો; ગાંડો થયેલો.
Trembling–ટ્રેમ્બલીંગ–v. ધ્રૂજતો..

(4) Let us fly–ચાલો આપણે નાસી જઈએ. Fly=નાસી જવું.
There's=There is Monster–મૉન્સ્ટર–n. રાક્ષસ.
Close by–નજદીકમાં Aslarge as–ના જેવડો મોટો
Horns–હૉર્ન્સ n. શીંગડાં. As for–વિષે તો
Tail–ટેઈલ–n. પૂંછડું. Pale–પેઈલ adj ફીક્કો.
Made me turn pale–ફિક્કો પાડી નાંખ્યો.
Length–લેન્ગ્થ–n. લંબાઇ.
Strength–સ્ટ્રેન્ગ્થ n. બળ.
Thought of–ના વિષે વિચાર કર્યો.

(5) Pooh–પૂહ–inter છિટકારનો અવાજ.
Meek–મીક–adv બીકણ. He'll–He will
Mild–માઇલ્ડ–adj નમ્ર. Doesn't–Does not

(6) Tall–ટૉલ–adj ઉંચો Doubt–ડાઉટ–n. શક, શંકા.
No doubt–ચોક્કસ, ખચિત. Grand–ગ્રાન્ડ adj ભભકાદાર, ભવ્ય
On the whole–એકંદર, બધું વિચારતાં

Vain-વેઈન્-adj ખોટો ડોળ વાળુ, મગરૂર

(7) Blew out બ્લ્યુ આઉટ. v. પવન ભરીને ફૂલાવ્યું
Himself-હિમસેલ્ફ-pro પોતાનું શરીર.
Strutted-સ્ટ્રટેડ-v ફુલ્યો About એબાઉટ-pre આમતેમ
Smiled-સ્માઈલ્ડ v. હરખ્યો. Proudly-પ્રાઉડલી-adv. મગરૂરીથી
Patted-પૅટેડ-v થાબડી. Chest-ચેસ્ટ n. છાતી.
Bigger than-ના કરતાં વધારે મોટો.

(8) Plain-પ્લેઈન્-adj-સ્પષ્ટ. Surprised સરપ્રાઈઝડ-v આશ્ચર્ય પમાડયું
At once-એકદમ.
To blow himself again-ફરી શરીર ફૂલાવવાને

9 Puffed-પફ્ફ્ડ-v. શ્વાસ ભર્યો. Swelled-સ્વેલ્ડ-v. ફૂલ્યો; ઉપસ્યો
No one—fat કોઇએ કદી આવો જાડો દેડકો. જોયો નહિ હોય.
Gasped-ગૅસ્પ્ડ-v. ભારે મહેનતથી શ્વાસ લીધો
Daddy=Dad. Don't=do not
Please-more મહેરબાની કરી ફરી યત્ન કરતા નહિ.
Health-હેલ્થ-n. તંદુરસ્તી. Hurts-હર્ટસ-v. ઈજા કરે છે
Sure શ્યુર-adv ખાત્રીવાળો.

(11) Still more-હજુ વધારે.
As I said before-મ્હેં અગાઉ જણાવ્યું તે પ્રમાણે.
Skin સ્કિન-n. ચામડી. Grew tight-તંગ થઈ.
Grew-ગ્રુ-થયું Very nearly-લગભગ.
Jumped out-બહાર નીકળી પડી.

12 Alas-એલાસ-Inter અફસોસ.
Worst-વર્સ્ટ-adj તદ્દન ખરાબ, Burst બર્સ્ટ v. ફાટી ગયો.

૧ એક ન્હાનો બદામી દેડકો સવારમાં બહુજ વહેલાં પોતાના તળાવમાંથી

કૂદતો કૂદતો બહાર ગયો. તે કૂદીને કિનારાથી દૂર ગયો. દિવસ તે વખતે પ્રકાશમાન થતો હતો.

૨ તે બહુદૂર નહિ ગયો હોય તેટલામાં ઓચિંતો અટકયો અને બહુ ભય પામી પાછો ફર્યો; રખેને પોતાને ઇજા થાય તેવી દહેશતથી તે કૂદતો કૂદતો પોતાના તળાવમાં પાછો ગયો.

૩ તેનો બાપ જે એક ઘરડો દેડકો હતો અને જેણે તેને જતાં જોયો હતો, તેણે પૂછયું મારા બચ્ચા શું છે? તું માંદો છે કે બીએ છે? કે ગાંડો થઇ ગયો છે? તું આટલો કેમ ધ્રૂજે છે?

૪ તે ન્હાનો દેડકો બોલ્યો "બાપા, ચાલો આપણે નાસી જઇએ. અહીં નજદીકમાં એક રાક્ષસ છે; તે આપણને ખાઈ જશે. તે એક ઘર જેવડો મ્હોટો છે, તેના માથાપર શીંગડાં છે, તેની ડોક તદ્દન ધોળી છે, અને તેની આખી પીઠ રાતી છે; તેની પૂંછડી વિષે તો જ્યારે મ્હેં તેની લંબાઈ જોઈ અને તેના બળ વિષે વિચાર કર્યો ત્યારે હું ફિક્કો પડી ગયો."

૫ મ્હોટા દેડકાએ કહ્યું "છટ્ છટ્ મારા વ્હાલા બચ્ચા એ એક માત્ર બળદ છે, તે ગરીબ અને શાંત છે તે આપણને કંઇ ઇજા કરશે નહિ, દેડકાને ખાતો નથી, તે કુતરાની પેઠે ભસતો કે કરડતો નથી.

૬ ઘરડા દેડકાએ કહ્યું કે "તે ખરૂં છે કે તે ઉંચો છે, અને તેના શીંગડાં અને પૂછડી બેશક જોવામાં ભવ્ય છે, પણ બધું જોતાં મને લાગે છે કે હું તેના જેવડોજ મ્હોટો છું."

૭ આમ બોલતાં બોલતાં તેણે પોતાનું શરીર ફૂલાવ્યું, પછી તે આમતેમ શોકથી કૂદવા લાગ્યો અને હસવા લાગ્યો. અને મગરૂરીથી પોતાની છાતી ઠોકી કહ્યું "બેટા, તે આના કરતાં વધારે મ્હોટો હતો?"

૮ ન્હાના દેડકાએ કહ્યું "તે આના કરતાં ઘણો વધારે મ્હોટો હતો." પણ એટલું તો સ્પષ્ટ હતું કે તેણે જે કહ્યું તેથી મ્હોટો દેડકો અચંબો પામ્યો અને એકદમ ફરીથી ફૂલવા લાગ્યો.

૯ તે બહુજ ફૂલ્યો; કોઇએ કદી આટલો જાડો દેડકો જોયો નથી; પછી પોતાના બચ્ચા પાસે ઉભો રહીને મહેનતથી બોલ્યો "તું ધારે છે કે તે આના કરતાં વધારે મ્હોટો હતો?"

૧૦ "વ્હાલા પિતાજી અરે હા. તે તેના કરતાં પણ વધારે મ્હોટો હતો. પણ મહેરબાની કરીને તમે ફરી પ્રયત્ન કરશો નહિ. મને દહેશત રહે છે કે તમારી તંદુરસ્તી માટે સારૂં નથી. અને મને ખાત્રી છે કે તે ઘણી ઇજા કરે છે."

૧૧ પણ જેમ મ્હેં પહેલાં કહ્યું તે પ્રમાણે તે દેડકો બહુ દંભી હતો અને પોતાના શરીરને હજુ વધારે ફૂલાવ્યું. તેની ચામડી ઘણી તંગ થવા લાગી, તેનો ચ્હેરો રાતો થવા લાગ્યો, તેની આંખો તેના માથામાંથી લગભગ બહાર નીકળી પડી.

૧૨ પણ અફસોસ! (હજુ) આ સૌથી વધારે ખરાબ નહોતું. અને વાત ખરી છે કે નહિ તે હું જાણતો નથી. તોપણ તેઓ કહે છે કે તે ખૂબ ફૂલ્યો અને આખરે તે ફાટી પડ્યો.

## Conjunctions or Joining Words.

### ઉભયાન્વયી કે વાક્યયોગી અવ્યય.

He went away. He came back. આ બન્ને વાક્યોને જોડી એક વાક્ય તરીકે આમ લખાય. He went away and came back.

આ વાક્ય પરથી and ના ઉપયોગથી એક વાક્ય બની શક્યું છે એમ માલુમ પડશે અને તેથી and એ વાક્ય યોગી (જોડનાર) અવ્યય છે. તેને ઇંગ્રેજીમાં Conjunction (કંજંક્શન) કહેવાય છે. con–સાથે Junction જોડવું તે. આવા Conjunction નીચેના શબ્દો છે—

**And, or, but, if, as, while, till, because.**

એકસર્સાઇઝીઝ.

(1) Conjunctions:–but; and; if, lest; or.
Adverbs;–out; soon, back; away; there; up;

(2) On અને he ની વચ્ચે **till**; Ox અને then વચ્ચે **and**; will die પછી it.

(3) The dad asked the child what the matter was. He further inquired if he was ill.

2 The old frog inquired of his son if he had been bigger than that.

પ્રશ્નાવળી:—

What did the little frog see when he went out ?
Why was he afraid ? What did his father ask him ?
What qualities ( ગુણો ) did the father possess ?
How did he try to imitate (ની નકલ કરવી.) the size of theox?
What advice did the little frog give to the old frog ?
Did he follow it ? Describe the result.

## 30 Rama and the Squirrel.

## રામ અને ખીસખોલી.

1 Squirrel સ્કવીરલ n. ખીસખોલી. Long ago લૉન્ગએગો લાંબા વખત પહેલાં.

The great મહાન્ Good ભલા.

Sweet સ્વીટ adj મધુર    Pretty પ્રીટિ adj સુંદર ખૂબસુરત
Queen ક્વીન n. રાણી.    Hut હટ્ ઝુંપડું
Forest ફૉરેસ્ટ n. જંગલ    Lakshamana લક્ષ્મણ.

2 Beautiful બ્યુટીફુલ adj સુંદર, Golden ગોલ્ડન adj સોનેરી રંગનું
Deer ડીઅર n હરણ, મૃગ Past પાસ્ટ pre ની પડખે થઇને
Asked આસ્કડ v. કહ્યું To catch it તેને પકડવાને
Left લેફ્ટ v. મૂકી, છોડી ગયા Alone એલોન adj એકલી.
3 Wicked વિકેડ adj દુષ્ટ, લુચ્ચો Named નેઈમ્ડ adj નામે
Carried away ઉપાડી ગયો. Chief ચીફ adj મુખ્ય.
City સીટી n. શહેર. Chief city રાજ્યધાની
Lanka લંકા. Far away ઘણે દૂર
South સાઉથ adj દક્ષિણના Country-કન્ટ્રી n. દેશ.
4 Found ફાઉન્ડ v. ને માલુમ પડયું Forest hut જંગલની ઝુંપડી.
Was filled with થી ભરાઈ ગયા. Sorrow સૅારો adj દીલગીરી.
Called on કૉલ્ડઑન v. બોલાવ્યા. Beasts-બીસ્ટસ n. પશુઓ.
5 First-ફર્સ્ટ-adj પહેલી. Coat કોટ-n. ચામડી.
Shone-શૅાન v. ચળકતી હતી. Sunshine સનશાઈન-તડકો
Playful પ્લેફુલ adj. રમતીયાળ. As happy ના જેટલી સુખી
As it is now હવે તે છે તેમ. Jumping જમ્પિંગ v. કૂદતો
Along-એલૉન્ગ-adv. આગળ. Sprang-સ્પ્રૅન્ગ-v. કૂદી.
Sword—સોર્ડ n. તરવાર; Master-માસ્ટર-n. પ્રભુ, માલેક.
Ready-રેડિ-adj તૈયાર.
6 Brave-બ્રેઇવ-adj બહાદૂર Stroked સ્ટ્રોક્ડ-થાબડી,
Gently જેન્ટલી ad v. ધીમેથી. Tender ટેન્ડર a, કોમળ, સુકુમાર
Soldier સોલ્જર-n સીપાઈ Too tender જોઇએ તેથી વધારે સુકુમાર
To fight-ટુફાઈટ-v. લડવા માટે Army આર્મિ n. લશ્કર
Live on-રહેવાનું ચાલુ રાખ. Among-અમંગ pre. માં
Nuts નટસ n. ફળો Like yourself તમારી પેઠે
7 Blessed-બ્લેસ્ડ v. આશિર્વાદ આપ્યો. Raised રેઈઝડ v. ઉપાડયો

Marks માર્કસ n. નિશાનીઓ. Fingers—આંગળીઓ.
Lay on—ના ઉપર પડી. Fur—ફર—n. રૂંવાટી.

૧ ઘણા વખત પહેલાં મહાન અને ભલા રાજા રામ અને મધુર અને સુંદર રાણી સીતાજી થઇ ગયાં. તેઓ રામના ભાઈ લક્ષ્મણ જોડે જંગલમાં એક ઝુંપડામાં રહેતા હતા.

૨ એક દિવસ એક સુંદર સોનેરી હરણ તેમની પડખે થઇ દોડી ગયું. અને સીતાએ તેને પકડી લાવવા રામને કહ્યું. રામ તેની પાછળ ગયા, પણ પાછા આવ્યા નહિ. પછી લક્ષ્મણ સીતાને એકલી મૂકી રામને શોધવા ગયા.

૩ પછી રાવણ નામે એક દુષ્ટ રાજા આવ્યો અને સીતાને દૂર દક્ષિણના દેશમાં પોતાની રાજ્યધાની લંકામાં લઈ ગયો.

૪ જ્યારે રામ પાછા આવ્યા અને જોયું કે સીતા તેમની ઝુંપડીમાં ન હતા, ત્યારે તે શોકથી ભરાઇ ગયા અને બધા પક્ષી, પશુઓ અને માછલીઓને તેમની મદદે સીતાની શોધ માટે આવવા બોલાવ્યા.

૫ પહેલી જે આવી તે ખીસખોલી હતી. તે વખતે તેની ચામડી તદ્દન સોનેરી હતી. અને સૂર્યના પ્રકાશમાં ચળકતી હતી. હાલમાં છે તેવીજ તે સુખી અને રમતીયાળ હતી. તે કૂદી આવી રામની તરવારપર ઠેકતાં બોલી " પ્રભુ, સીતાની શોધમાં મદદ કરવા હું તૈયાર છું. "

૬ તે ખીસખોલી આગલી બધી સુંદર અને બહાદૂર તથા પોતાને મદદ કરવા તૈયાર છે તે જોઈ રામે ધીમેથી તેને થાબડી કહ્યું, "બ્હેન તે દુષ્ટ રાજા અને તેના લશ્કર સામે લડવા તથા સિપાઇ થવા માટે તું હદથી વધારે સુકુમાર અને નાજુક છે. જંગલના ઝાડોમાં ફળખાઇ અને કૂદી જીવન ગાળ."

૭ આટલું કહેતાં મહાન રામે તેની પીઠ થાબડી અને તેને આશીર્વાદ આપ્યો. અને જ્યારે તેણે પોતાનો હાથ ઉપાડયો ત્યારે તેની આંગળીઓની નિશાની તેની સોનેરી ચામડીપર પડી રહી અને તમે તેને હજુ પણ જોઇ શકશો.

એકસર્સાઈઝીઝ:

Clever Jack ની વાર્તા ટુંકાણમાં લખો.

---

## 31 The Idle Boy–આળસુ છોકરો.

Idle–આઇડલ્–adj આળસુ. Ranga–રંગા.
Used to send–મોકલતો. 2. Instead of–ને બદલે.
Outside–આઉટસાઇડ–pre બહાર. Village–વિલેઈજ n. ગામડું
Field–ફીલ્ડ–n. ખેતર. Pleasant પ્લેઝન્ટ adj ખુશકારક, આનંદદાયક.
3 Called to–બોલાવ્યો. Watch વૉચ. v. ચોકી કરવી.
Thieves–થીવ્ઝ–n. ચોરો Get into માં દાખલ થાય.
4 Crow ક્રો–n. કાગડો
5 Bees–બીઝ. n મધમાખો. Aregathering–એકઠું કરીએ છીએ.
Honey–હનિ–n. મધ. 7 Will be dead–મરી જશે; કરમાઈ જશે.
Store up–સ્ટોરઅપ–એકઠું કરવું. While–જે વખતે, જ્યારે
Too busy to talk–ટૂબીઝી ટુ ટૉક–એટલા કામમાં કે વાત ન કરી શકીએ
8 Ants–આન્ટસ n. કીડી. Grain–ગ્રેઈન n. દાણો.
Afterwards–આફ્ટર વર્ડ્ઝ adv. પછીથી. 9 Proper–પ્રૉપર adj. યોગ્ય
So that–તેથી કરીને Season–સીઝન n. ઋતુ, મોસમ.
Have lost–ગુમાવ્યો છે. Holes–હોલ્સ–n. દર.
10 Except–એક્સેપ્ટ–pre સિવાય Busy–બિઝી adj ઉદ્યોગી.
As hard as he could–બની તેટલી મહેનતથી
Just as–જેવા જ–કે તરતજ.

૧ રંગા નામનો એક નાનો છોકરો હતો. તે બહુ નાનો અને ફક્ત ૭ વર્ષની ઉમરનો હતો. તેના બાપ તેને દરરોજ નિશાળે મુકતા હતા.

૨ એક દિવસ સવારે નિશાળે જવાને બદલે તે ગામ બહાર ખેતરમાં ગયો. તે બહુ ખુશનુમા સવાર હતી. સૂર્ય પ્રકાશતો હતો અને પક્ષીઓ ગાતા હતા. રંગાને નિશાળે જવાનું ગમ્યું નહિ. તેની ઇચ્છા આખો દિવસ આમ તેમ રમવાની હતી. પણ કોઇ સાથે રમનાર નહોતું, કારણકે ગામના બીજા બધા છોકરા નિશાળે ગયા હતા.

૩ તેથી તેણે દોડતો કૂતરો જોયો તેને બોલાવ્યો અને કહ્યું "કુતરા આવ અને મારી જોડે રમ." પણ કૂતરાએ જવાબ આપ્યો, "ના, ના! મારે આળસુ થવું ન જોઇએ. હું મારા શેઠના ઘરની ચોકી કરવા જઉં છું. મારે જલ્દીથી દોડવું જોઇએ, નહિ તો કોઈ ચોર તેના ઘરમાં પેસી જાય."

૪ પછી રંગાએ એક કાગડાને મ્હોંમાં નાની લાકડી લઈ જતો જોયો, અને તે બોલ્યો, "કાગડા આવ અને મારી જોડે રમ."

૫ પણ કાગડાએ કહ્યું, "નહિ, નહિ! મારે આળસુ થવું ન જોઇએ. હું મારો માળો બાંધું છું, મારે વરસાદ આવે તે પહેલાં પૂરો કરવો જોઇએ. હું કોઈ જોડે રમી શકું નહિ. મારે આખો દિવસ કામ કરવું જોઈએ." એમ કહી કાગડો ઉડી ગયો.

૬ પછી રંગાએ થોડી મધમાખોને એક ફુલપરથી બીજે ફુલ ઉડતી જોઇ અને તેણે કહ્યું "સુંદર મધમાખો, આવો અને મારી જોડે રમો."

૭ પણ મધમાખોએ કહ્યું, "ના, ના! અમે મધ એકઠું કરીએ છીએ. થોડીવારમાં ફુલો કરમાઇ જશે અને અમને મધ મળી શકે નહિ. અમને મળે ત્યાં સુધીમાં અમારે મધ એકઠું કરવું જોઇએ. અમારી જોડે વાત કરીશ નહિ; અમે એટલા કામમાં છીએ કે વાતપણ કરી શકીએ નહિ."

૮ પછી રંગાએ કેટલીક કીડીઓને ચાલતી જોઇ; દરેક કીડી પાસે જે ચોખાનો દાણો તે લઇ જતી હતી તે હતો. તેણે કહ્યું "કીડીઓ થોભો અને મારી જોડે રમો. તમે તમારૂં કામ પછીથી કરી શકશો."

૯ પણ કીડીઓએ જવાબ આપ્યો, "ના ના! આ ખોરાક એકઠો કરવાનો

આ યોગ્ય વખત છે. અમે ખોરાક હમણાં એકઠો કરીએ છીએ, તેથી કરીને જે ઋતુમાં કંઈ દાણો ઉગતો નથી ત્યારે અમને ખોરાક મળી શકે. એક મીનીટ પણ અમે રોકાઇ શકીએ નહિ. હમણાં પણ તમારી જોડે વાત કરતાં અમે કંઈક વખત ગુમાવ્યો છે." એમ કહી તે કીડીઓ તેના નાના પગ લઈ જઇ શકયા તેટલી ઝડપથી તેમના દર તરફ ચાલી ગઈ.

૧૦ પછી રંગાએ કહ્યું, "શું ? ગામમાં મારા સિવાય કોઈ આળસુ નથી ? કુતરા પક્ષી અને નાની કીડી અને મધમાખી પણ આટલા કામમાં છે ? ત્યારે મારે પણ ઉદ્યોગી થવું જોઇએ." તેથી તે પોતાથી બની તેટલી મહેનતે નિશાળ તરફ દોડી ગયો અને જેવાજ માસ્તર આવ્યા તેવાજ તે ત્યાં પહોંચ્યો.

## Subject and Predicate.

Subject—સબ્જેકટ—કર્તા. Predicate—પ્રેડિકેટ—પૂરો અર્થ સુચવનાર ક્રિયાપદ. દરેક વાકયમાં આપણે કંઇક ચીજ વિષે વાત કરીએ છીએ. તે "કંઈક ચીજ" તે નામ કહેવાય છે. અને તેને તે વાકયનો વિષય (Subject) કહે છે. જે આપણે બોલીએ છીએ તે Predicate કહેવાય છે. તે ક્રિયાપદ હોય છે દરેક વાકયમાં Subject (વિષય) અને Predicate ક્રિયાપદ હોય છે. "That man is walking" આમાં that man વિષે વાત થાય છે તેથી તે Subject અને is walking તેના વિષે કંઈક આપણે બોલીએ છીએ તેથી તે predicate કહેવાય.

એકસરસાઇઝીઝ:—

2. **[ He asked the dog to go and play with him. The dog replied he must not be idle. Then Ranga remarked he too must not be idle. ]**

**FINIS.**